સ્વ. દેશભક્ત

# ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો.



## પુસ્તક બીજું.



ભાષાન્તર કર્તા,

**નરહરિ દ્વારકાદાસ પરીખ.**



પ્રકાશક,

ઑલ ઇન્ડિયા હોમરૂલ લીગ,

મુંબઇ.

સ્વ. દેશભક્ત

# ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો.

## પુસ્તક બીજું.

(દેશાન્તર વસવાટ સંબંધી.)

—:o:—

ભાષાન્તર કર્તા,

**નરહરિ દ્વારકાદાસ પરીખ.**

પ્રકાશક

**હોમરૂલ લીગ, મુંબઇ.**

વિ. સં. ૧૯૭૫. ઇ. સ. ૧૯૧૯.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

કિં. ૦-૧૦-૦.

શ્રી "ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ"માં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

---

ઑલ ઈંડીયા હોમરૂલ લીગની મુંબઈની શાખાના મંત્રી શંકરલાલ ઘેલાભાઇ બેંકરે. ૨૫૧, હોર્નબી રોડ, કોટ, મુંબઈમાં પ્રકટ કર્યું.



I. Press ...

સ્વ. નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલે.

દક્ષિણ આફ્રિકામાં, સને ૧૯૧૨

# પ્રસ્તાવના.

નામદાર ગોખલેની ગીરમીટ સંબંધી પ્રવૃત્તિ તેમની તન્મયતાની જેવી ઝાંખી કરાવે છે તેવી બીજી એકે પ્રવૃત્તિ નથી કરાવતી. તેમનો દક્ષિણ આફ્રિકાનો પ્રવાસ અને ત્યાર બાદની તેમની હિંદમાં ચળવળ, પોતાના કાર્યમાં ઓતપ્રોત થઈ જવાની તેમની શક્તિનું આપણને સારૂં દિગ્દર્શન કરાવે છે. અને તેમની આ શક્તિને લીધે જ મેં ઘણી વેળા કહ્યું છે કે, તેમના કાર્યોમાં આપણે છુપાઇ રહેલી ધર્મવૃત્તિને જોઈ શકતા હતા.

હવે આપણે એમનું દક્ષિણ આફ્રિકાનું કાર્ય જરા તપાસીએ. જ્યારે તેમણે દક્ષિણ આફ્રિકા જવા વિષે પોતાનો મત જાહેર કર્યો ત્યારે હિંદુસ્તાન સરકારના અમલદારોમાં ખળભળાટ થયો. ગોખલેજીના જેવા માણસનું અપમાન દક્ષિણ આફ્રિકામાં થશે તો કેમ થાય? દક્ષિણ આફ્રિકામાં જવાનું એ માંડી વાળે તો કેવું સારૂં? પણ એવી સૂચના કરવાની હિંમત કોની ચાલે? દક્ષિણ આફ્રિકા જવું એ શું છે તેનો અનુભવ ઇંગ્લંડમાંજ ગોખલેજીને થયો. તેમણે પોતાને સારૂ ટીકેટ મંગાવી, પણ યુનિયન કૅસલ કંપનીના અધિકારીઓએ કંઈ દરકાર ન કરી. આ ખબર ઇંડિયા ઑફિસમાં પહોંચી. ઇંડિયા ઑફિસે, સર ઓવન ટયુડર જે યુનિયન કૅસલ કંપનીના મેનેજર હતા, તેને સખ્ત તાકીદ કરી કે કંપનીએ ગોખલેજીના દરજજાને છાજતું હતું તેવું માન જાળવવું જોઇએ. પરિણામ એ આવ્યું કે ગોખલેજી એક માનવંતા પરોણા તરીકે સ્ટીમરમાં પ્રવાસ કરી શકયા. મને આ બીનાનું વર્ણન

કરતાં તેમણે કહ્યું, "મને મારા પોતાના માનની દરકાર નથી, પણ મારા દેશનું માન મને પ્રાણસમાન છે, અને આ વેળાએ હું એક જાહેર વ્યક્તિ તરીકે આવતો હતો એટલે જો મારું અપમાન થાય તો હિંદનું અપમાન થયા બરાબર છે એમ સમજીને મેં સ્ટીમરમાં માન જળવાય એવી સગવડ મેળવવાને પ્રયત્ન કર્યો." ઉપરનો બનાવ બન્યો તેથી ઇંડિયા ઑફિસે કૉલોનિયલ ઑફિસની મારફતે દક્ષિણ આફ્રિકામાં પણ ગોખલેજીનો સત્કાર પૂરેપૂરો થાય એવી તજવીજ કરેલી હતી; તેથી યુનિયન સરકારે પહેલેથી જ તેમના સત્કારનો બંદોબસ્ત કરી મૂક્યો હતો. તેમને સારૂ એક સલૂન તૈયાર કરાવી રાખ્યો હતો, અને મુસાફરી દરમ્યાન રસોઇયા વગેરેનો પણ બંદોબસ્ત કર્યો હતો. તેમની બરદાસ્ત કરવાનું એક અમલદારને સોંપવામાં આવ્યું હતું. હિંદી કોમે તો બાદશાહને પણ ન મળી શકે એવું માન ઠેકાણે ઠેકાણે આપવાની તજવીજ કરી મેલી હતી. ગોખલેજીએ યુનિયન સરકારની પરોણાગત માત્ર યુનિયનની એક રાજધાની પ્રીટોરીઆને વિષેજ સ્વીકારી. બાકી બધી જગ્યાએ તેઓ હિંદી કોમનાજ પરોણા રહેલા. કેપ ટાઉનમાં દાખલ થયા કે તુરત તેમણે દક્ષિણ આફ્રિકાના સવાલનો વિશેષ અભ્યાસ શરૂ કરી દીધો. એ વિષયનું જે સામાન્ય જ્ઞાન લઈને તેઓ કેપ ટાઉન ઉતર્યા હતા, તે પણ જેવું તેવું ન હતું, પણ તેમને હિસાબે તે બસ ન હતું. દક્ષિણ આફ્રિકામાં પોતાના ચાર અઠવાડિયાના રહેવાસ દરમ્યાન તેમણે દક્ષિણ આફ્રિકાના હિંદીના સવાલનો એટલો બધો ઉંડો અભ્યાસ કર્યો કે, જે જે તેમને મળતા તેઓ તેમના જ્ઞાનથી આશ્ચર્યચકિત થતા. જ્યારે જનરલ બોટા અને જનરલ સ્મટ્સને મળવાનો સમય આવ્યો ત્યારે તેમણે એટલી બધી

નોટો તૈયાર કરવી કે મને લાગી આવ્યું કે 'આટલો બધો પરિશ્રમ શા સારૂ ઉઠાવતા હશે?' તેમની તબીઅત આખો વખત નાજુક જ હતી. અત્યંત સંભાળની જરૂર હતી. પણ એવી તબીઅત છતાં રાતના બારબાર વાગ્યા સુધી કામ કરતા અને પાછા બે વાગે કે ચાર વાગે ઉઠી નીકળે અને કાગળીઆંઓની માગણી કરે. પરિણામે જનરલ બોટા અને જનરલ સ્મટ્સની સાથેના તેમના મેળાપમાંથી ગિરમીટના ત્રણ પાઉંડના વાર્ષિક કરની સત્યાગ્રહની લડાઈ ઉત્પન્ન થઈ. આ કર ૧૮૯૪ ની સાલથી ગિરમીટમાંથી છુટેલા પુરુષો તેની સ્ત્રી અને તેના છોકરા છોકરી ઉપર પડતો હતો. જો ગિરમીટ-માંથી છુટેલો પુરૂષ કર આપવાં ન માગે તો તેને હિંદુસ્તાનમાં પાછા જવાને કાયદો ફરજ પાડતો હતો. એટલે ગિરમીટમાં—ખરૂં જોતાં, ગુલામીમાં—સપડાયલા હિંદીની દશા ઘણી કફોડી થઈ પડી હતી. સર્વસ્વ તજીને દક્ષિણ આફ્રિકામાં બાલબચ્ચાં સુદ્ધાં આવેલો, હિંદુસ્તાન પાછો જઇને શું કરે? અહિં તો તેને નસીબે ભૂખમરો જ રહ્યો. જીંદગી પર્યંત ગિરમીટમાં પણ કેમ રહેવાય? તેની આસપાસના સ્વતંત્ર માણસો મહિનાના ૪ પાઉંડ, ૫ પાઉંડ, ૧૦ પાઉંડ કમાતા હોય ત્યારે પોતે ૧૪ થી ૧૫ શીલીંગ મહિનાના લઇને કેમ સંતુષ્ટ રહી શકે? અને છુટો રહેવા માગે તો ધારો કે, તેમને એક છોકરો અને એક છોકરી હોય તો સ્ત્રી સુદ્ધાં તેને દરેક વર્ષે ૧૨ પાઉંડનો કર આપવો જોઇએ. આવો અતિ ભારે કર તે કેમ ભરી શકાય? આ કરની સામે, જ્યારથી તે દાખલ થયો ત્યારથી, ભારે લડત હિંદી કોમ ચલાવી રહેલ હતી. હિંદુસ્તાનમાં પણ તેના પડઘા પડયા હતા. પણ હજુ સુધી એ કર નાબુદ થઇ શકયો ન હતો. ઘણીએ માગણીઓમાં, ગોખલેજીને આ

કર નાબુદ કરાવવાની માગણી પણ કરવાની હતી. પોતાના ગરીબ ભાઈઓની ઉપરનો આ બોજો, એ કેમ જાણે પોતાની જાત ઉપર હોયને, એમ તેઓ સળગી ઉઠયા હતા. જનરલ બોટાની પાસે પોતાના આત્માની સંપૂર્ણ શક્તિનો પ્રયોગ તેમણે કર્યો. તેમના બોલવાનો પ્રભાવ જનરલ બોટા અને જનરલ સ્મટસની ઉપર એવો પડયો કે તેઓ પીંગળી ગયા, અને તેમને વચન આપ્યું કે, આગામી યુનિયન પાર્લમેંટમાં એ કર રદ થશે. ગોખલેજીએ આ વધામણીના ખબર ઘણા હર્ષપૂર્વક મને આપ્યા. બીજાં વચનો પણ એ અમલદારોએ આપ્યાં હતાં. પણ અત્યારે આપણે ગિરમીટના વિષયનોજ વિચાર કરીએ છીએ એટલે યુનિયન સરકાર સાથેના તેમના મેળાપનો આટલોજ ભાગ હું અહીં આપું છું. પાર્લમેન્ટ બેઠી, ગોખલેજી તો દક્ષિણ આફ્રિકામાં નહિ હતા અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને માલુમ પડયું કે, ત્રણ પાઉંડનો કર તો નાબુદ નહિ થાય. જનરલ સ્મટસે નાતાલના મેમ્બરોને સમજાવવાનો, થોડો ઘણો પ્રયત્ન કર્યો હતો. મારે હિસાબે એ બસ નહિ હતો. હિંદી કોમે યુનિયન સરકારને લખ્યું કે, ત્રણ પાઉંડનો કર ગમે તેમ કરીને નાબુદ કરવા યુનિયન સરકાર ગોખલેજીની સાથે બંધાયલી હતી, એટલે જો એ કર નાબુદ નહિ કરે તો જે સત્યાગ્રહ ૧૯૦૬ ની સાલથી ચાલી રહ્યો હતો તેની અંદર આ કરની વાત પણ દાખલ થશે. બીજી તરફથી ગોખલેજીને તારથી ખબર આપ્યા. તેમણે આ પગલું પસંદ કર્યું. યુનિયન સરકારે હિંદી કોમની ચેતવણી ઉપર ધ્યાન નહિ આપ્યું, તેનું પરિણામ સહુ જાણે છે. ૪૦૦૦૦ ગિરમીટમાં રહેલા હિંદીઓ સત્યાગ્રહની લડતમાં સામેલ થયા. તેઓએ હડતાળ પાડી, અસહ્ય દુઃખો સહન

કર્યાં, ઘણા માર્યા ગયા, પણ છેવટે ગોખલેજીને અપાયલું વચન પળાયું અને તે કર નાબુદ થયો.

આ મહાન્ લડતનો ઈતિહાસ આપવાનું આ સ્થળ નથી. ટુંકી સરખી પ્રસ્તાવનામાં એ ઈતિહાસ સંક્ષિપ્ત રૂપે પણ ન આપી શકાય. આ પ્રકરણને અહીં છેડવામાં મારી મતલબ એટલી જ છે કે, આ મહાન્ પુરુષનો સેવામંત્ર કેવો પ્રૌઢ હતો, તેની કિંમત તેઓ કેટલી સમજતા હતા તે બતાવવી, અને સાથે સાથે એ પણ બતાવવું કે, જ્યાં એકનિષ્ઠાથી અને સત્યને જ વળગીને કાર્ય કરવામાં આવે છે ત્યાં, હિમાલયના જેવડી લાગતી અડચણો પણ ઝપાટાથી દૂર કરી શકાય છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી.**

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| **ગીરમીટ પ્રકરણ** | |
| નાતાલમાં લઈ જવામાં આવતા ગીરમીટીઆ મજુરો—વડી ધારાસભા | ૫ |
| ગીરમીટ પદ્ધતિ—વડી ધારાસભા | ૧૮ |
| **દક્ષિણ આફ્રિકાની લડત** | |
| ટ્રાન્સવાલમાં હિંદીઓની સ્થિતિ—મુંબઈ | ૫૧ |
| ટ્રાન્સવાલમાં આપણી સ્થિતિ—લાહોર કૉન્ગ્રેસ | ૬૨ |
| જોહાનીસ્બર્ગની મિજલસમાં આપેલું ભાષણ | ૭૬ |
| ડર્બનમાં આપેલું ભાષણ | ૮૯ |
| દક્ષિણ આફ્રિકાના પત્રકારોની ટીકાઓનો જવાબ—ડર્બન | ૯૪ |
| પ્રીટોરીઆમાં વદાય સમયે આપેલું ભાષણ | ૯૯ |
| વસાહતોમાં હિંદીઓની સ્થિતિ—બાંકીપુર કૉન્ગ્રેસ | ૧૧૦ |
| પરિશિષ્ટ—દક્ષિણ આફ્રિકાના પ્રવાસની રોજનિશી | ૧૩૭ |

# નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો.

## ગીરમીટ પ્રકરણ.

ગીરમીટ એ અંગ્રેજી 'એગ્રીમેન્ટ' (= કરાર) શબ્દનો અપભ્રંશ છે. સને ૧૮૩૪ માં ગુલામગીરીની પ્રથા બંધ કરવામાં આવી એટલે વસાહતોમાં ચ્હા, કૉફી તથા શેરડીના વાવેતર કરનારાઓ (planters)ને મજુરી માટે ઘણી અડચણ પડવા લાગી. તેથી ગુલામીની અવેજીમાં, અમુક વર્ષોને માટે તથા અમુક નક્કી કરેલા દરથી મજુરી કરવાની બંધણી કરીને હિંદમાંથી વસાહતોમાં મજુરો લઇ જવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી. તેને ગીરમીટ પદ્ધતિ કહે છે. આ પદ્ધતિથી આસામ, નાતાલ, મોરિશિયસ, બ્રિટિશ ગિયાના, ત્રિનિદાદ, જમૈકા, ફિજિ, મલાયા તથા સ્ટ્રેઈટસનાં વસાહતોમાં મજુરો લઇ જવામાં આવતા. તેનાં દુષ્ટ લક્ષણો અને ઘોર પરિણામોનું વર્ણન આ ભાષણોમાં આપેલું છે. દૂર દેશાવરમાં આપણા મજુરોના કેવા ભૂંડા હાલ થતા તેની પહેલાં તો હિંદુસ્તાનમાં ખબર પડેલી નહિ, પરંતુ તે બાબત કોઇ કોઇ વાર ઈંગ્લાંડમાં કેટલીક ઉહાપોહ થયેલી અને તે તે વખતે આ પદ્ધતિ બંધ પણ કરવામાં આવેલી. પરંતુ વસાહતી વાવેતર કરાવનારાઓના લાગવગને લીધે તે ફરી ફરી શરૂ કરવામાં આવતી. નાતાલમાં હિંદીઓ તરફ ચલાવવામાં આવતા ખરાબ વર્તાવના પ્રતિકાર તરિકે આ પદ્ધતિ સને ૧૯૧૧ માં બંધ કરવામાં આવી હતી. આસામમાંથી સને ૧૯૧૩ માં બંધ કરવામાં આવી હતી. ત્યાર પછી સને ૧૯૧૫ ની આખરમાં મેસર્સ એન્ડ્રુઝ અને પીઅર્સન ફિજિ ટાપુમાં ગીરમીટીઆ મજુરોની સ્થિતિ સંબંધે તપાસ કરવા ગયા હતા અને સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમાં તેમણે તેમનો રીપોર્ટ બહાર પાડયો હતો, તેઓએ ત્યાંથી

પાછા આવીને નામદાર વાઇસરૉય સાથે મસલત કરી હતી તેમાં આ પદ્ધતિ બંધ કરવા વિષે તેમને કાંઇક સંતોષકારક જવાબ મળ્યો હતો પરંતુ પાછળથી ઇંગ્લંડમાં રાજદ્વારી પુરુષોએ જાહેર કર્યું કે ઓછામાં ઓછા પાંચ વર્ષ સુધી આ પદ્ધતિ બંધ કરી શકાશે નહિ. આ વાતની મિ. એન્ડ્રુઝને ખબર પડતાંજ તેમણે હિંદમાં આવી આગેવાનોને ચેતાવ્યા. પછી તે ભલા પાદરીએ, મહાત્મા ગાંધીજીએ, વીરાંગના સરોજિની નાઇડુએ તથા હિંદના મિત્ર મિ. પૉલાકે આખા હિંદમાં ફરી વળી લોકોને જાગૃત કર્યા. પરદેશમાં હિંદમૈયાની આબરૂ લૂંટાવાનાં વર્ણનો સાંભળી આખું હિંદ સળગી ઉઠયું. આ પદ્ધતિ તા. ૩૧ મી મે સને ૧૯૧૭ પહેલાં બંધ થવીજ જોઇએ એવા ઠરાવો આખા હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે પસાર થયા અને તે પહેલાં બંધ ન થાય તો સત્યાગ્રહ કરવો એવા ઠરાવ ઉપર આગેવાનો આવ્યા અને તેમને લોકનો સંપૂર્ણ ટેકો મળ્યો. લોક લાગણીનો આ ઉછાળાટ વર્તી લઇ નામદાર લૉર્ડ ચેમ્સફર્ડે આ પદ્ધતિ પ્રથમ તો થોડા સમયને માટે બંધ કરી અને ફરી તે અમલમાં નહિ આવે એવું જાહેર કર્યું. આમ હિંદુસ્તાનમાં સત્યાગ્રહનો પાયો રોપાયો અને સરકાર લોકમતને માન આપીનેજ ચાલી શકે, એ સિદ્ધાન્તનું પ્રતિપાદન થયું. ત્યાર પછી તે બાબત વિચાર કરવા ઈંગ્લાંડમાં એક કમિટી નીમાઇ. તેણે આ પદ્ધતિ બંધ કરવાની ભલામણ કરી, પરંતુ તેની અવેજીમાં આ પદ્ધતિમાં ઘણા સુધારા કરી બીજી એક યોજના હિંદની સરકારની સંમતિ માટે તેણે મોકલી છે. અસલની ગીરમીટ પદ્ધતિનાં ઘણાં અનિષ્ટ તત્ત્વો આ યોજનામાં દૂર કરેલાં જોવામાં આવે છે, છતાં પણ તે એક પ્રકારની ગીરમીટજ છે અને મજુરો કોઇ પણ જાતના કરારથી બંધાઇને પરદેશ જાય તે હિંદની પ્રતિષ્ઠાને હાનિકારક છે. ગમે તેટલો સુધારો થાય પણ આ પદ્ધતિ સ્વભાવેજ હાનિકારક છે અને કોઈ પણ સ્વરૂપમાં હિંદે તેનો સ્વીકાર કરવો જોઇએ નહિ. મહાત્મા ગાંધીજીએ પણ એજ મત જણાવ્યો છે.

બા. ક.

## નાતાલમાં લઇ જવામાં આવતા ગીરમીટીઆ મજુરો.

[ સને ૧૯૧૦ ના ફેબ્રુઆરીની ૨૫ મી તારીખે નામદાર ગોખલે-એ વડી ધારા સભામાં નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:— ]

"આ સભા એવી ભલામણ કરે છે કે નાતાલની *વસાહતમાં, બ્રિટિશ હિન્દમાંથી ગીરમીટ પદ્ધતિ અનુસાર મજુરોને લઇ જતા અટકાવવાની નામદાર ગવર્નર જનરલ અને તેમની કાઉન્સિલને સત્તા આપવી."

નામદાર ગોખલે ઠરાવ રજુ કરતાં નીચે પ્રમાણે બોલ્યા હતા:—

આજના વિવાદ માટે સરકારે જે સરલતા કરી આપી છે તે માટે આરંભમાંજ મારે તેમનો ઉપકાર માનવો જોઇએ. ધારાસભામાં ઠરાવો રજુ કરવાના નવા હક્કનો અમલ પ્રથમ આ પ્રશ્ન સંબંધેજ થાય છે તે એક મહત્વની બાબત છે, કારણ આ પ્રશ્ન ઉપર સમસ્ત હિન્દી પ્રજામાં કડવી લાગણી વ્યાપી રહી છે એટલુંજ નહિ પરંતુ આ સંબંધે હિન્દની સરકારનો મત પણ પ્રજાની સાથે મળતો છે એમ ધરાય છે. આ વસ્તુસ્થિતિમાં, એટલી આશા રાખવી વધારે પડતી નથી કે, આ સભા મારો ઠરાવ પસાર કરશે અને આખા દેશમાં એક છેડેથી બીજે છેડે સુધી ઉછળી રહેલી લોક લાગણીમાં સરકાર આગેવાન થશે. હિન્દુસ્તાનના લોકો સંબંધે દક્ષિણ આફ્રિકામાં જે

---

* ગૂજરાતીમાં colony શબ્દ માટે ઘણુંખરૂં સંસ્થાન શબ્દ વપરાય છે. સંસ્થાનનો અર્થ સ્થિતિ, સ્થળ અથવા રચના થાય છે. દેશી રાજ્યો માટે સંસ્થાન શબ્દ વપરાય છે તે કદાચ ચાલી શકે, પરંતુ તેનો અર્થ જોતાં colony માટે એ શબ્દનો પ્રયોગ ખોટોજ ગણાય. હિંદી તથા બંગાળી-માં colony માટે ઉપનિવેશ શબ્દ વાપરવામાં આવે છે. આપણા મરાઠી પડોશીઓ વસાહત શબ્દ વાપરે છે. પરદેશમાં અથવા પરગામમાં જઇને રહેવા માટે આપણે વસવાટ શબ્દ વાપરીએ છીએ. પરંતુ વસવાટ શબ્દમાં વસવાની ક્રિયાનોજ અર્થ આવે છે. વસવાના સ્થળનો અર્થબોધ થતો નથી. વસાહતમાં તે થાય છે. અને વસવાટ તથા વસાહતનો ધાતુ પણ એકજ છે. એટલે અમે colony માટે વસાહત અને emigration તથા colonization માટે વસવાટ શબ્દ વાપર્યા છે.

પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે નાતાલ લઈ જવામાં આવતા ગીરમીટીઆ મજુરોને લીધેજ થયો છે, એ વાત પ્રથમ બરાબર સમજવાની જરૂર છે. આફ્રિકાની હિન્દી વસતિના ત્રણ વર્ગ પાડી શકાય:

(૧) ગીરમીટીઆ મજુરો. તેમની વસતિ માત્ર નાતાલમાંજ છે.

(૨) ગીરમીટમાંથી છુટેલા મજુરો અને તેમના વંશજો. આમાં જેઓ ગીરમીટની મુદત પૂરી થયા પછી હિન્દુસ્તાન પાછા આવતા નથી તેમ નવા કરારથી બંધાતા પણ નથી, પરંતુ જેઓ ત્યાં સ્વતંત્ર રીતે રહે છે અને પોતાનાં ગુજરાન માટે ભારે વિટંબના વેઠે છે, તેમનો સમાવેશ થાય છે. આ વર્ગ પ્રથમ વર્ગમાંથીજ ઉત્પન્ન થયો છે.

(૩) વેપારીઓ અને પોતાને ખર્ચે ત્યાં ગયેલા બીજા હિંદીઓ. આ લોકો ગીરમીટીઆઓની પાછળ, મુખ્યત્વે કરીને તેમની જરૂરીયાતો પૂરી પાડવાને ત્યાં ગયેલા છે.

આ ગીરમીટ પદ્ધતિ વિષે મારો પોતાનો મત એવો છે કે તે બીલકુલ નાબુદ કરવી જોઇએ. એ ગુલામગીરી નથી એ વાત સાચી છે, પરંતુ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં માલમ પડશે કે ગુલામગીરી અને એમાં ઝાઝો ફેર નથી. જે પદ્ધતિથી નિઃસહાય સ્ત્રી પુરુષોને પોતાના દેશમાંથી દૂરના દેશમાં લઇ જવામાં આવે, તેઓને ગમે તેવા માલેકો, જેમની ભાષા, રીતરિવાજો અને રહેણી કરણીથી એ લોકો અજ્ઞાન હોય, તેમને સોંપી દેવામાં આવે, જે કાયદા પ્રમાણે કામ કરવાને તેઓ બંધાય તે કાયદો તેઓ સમજતાં પણ ન હોય, વળી તેના જુલ્મમાંથી બચવાને માટે કરવામાં આવતા સ્વાભાવિક અને સાદા પ્રયત્નો પણ ફોજદારી ગુન્હાને પાત્ર થાય,—આવી જાતની પદ્ધતિને ગમે તે નામ આપવામાં આવે પણ તે ખરી રીતે ગુલામગીરી જેવીજ ગણાય. આફ્રિકાની આખી હિન્દી વસતિનો આ વિષય ઉપર એજ મત છે. આ પદ્ધતિ નાબુદ કરવાનો હું આગ્રહ કરૂં છું તે માત્ર તે અન્યાયી છે એટલાજ માટે નથી. આ પદ્ધતિ નાબુદ કરવા માટે બીજું પણ એક કારણ છે. દર વર્ષે દક્ષિણ આફ્રિકામાં ગીરમીટીઆઓની ભરતી કરવામાં આવતી હોવાથી, ગીરમીટની મુદત પૂરી થયા

પછી છુટા થઇને ત્યાંજ વસનારા મજુરોની સંખ્યામાં ચાલુ વૃદ્ધિ થયેજ જાય છે અને તેમને લીધે ત્યાં વસતા સ્વતંત્ર હિન્દીઓ પણ, ત્યાંની ગોરી પ્રજાની દૃષ્ટિએ હલકા પડતા જાય છે. ગીરમીટીઆઓ તરફ સાધારણ રીતે રાખવામાં આવતી તિરસ્કારની લાગણી, ગીરમીટમાંથી છુટા થયા પછી ત્યાં વસનારા મજુરો તરફ પણ દર્શાવવામાં આવે છે, એટલુંજ નથી, પણ હિન્દી વેપારીઓ તથા પોતાનું સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવનારા હિન્દીઓ પ્રત્યે પણ તે લાગણી વધતી જાય છે. હિન્દી વસતિમાં થતા ચાલુ વધારાને લીધે ગુજરાન મેળવવાને માટે, સ્વતંત્ર હિન્દીઓને કરવો પડતો પ્રયાસ વધારે ને વધારે તીવ્ર થતો જાય છે કારણ તેમની મહેનત મજુરીમાં ભાગ પડાવનારા દિન પ્રતિદિન વધતા જાય છે. કદાચ એમ કહેવામાં આવે કે, આ બહુ ઉદ્દામ વિચાર છે, નાતાલમાં ગીરમીટીઆ મજુરો લઇ જતા અટકાવવાની હિન્દની સરકારને ફરજ પડે એવા સંજોગો કદાચ ભવિષ્યમાં ઉત્પન્ન થાય, પરંતુ હાલ તુરત તો, નાતાલને મજુરો મેળવવાની ગરજ છે તેનો લાભ લઇને, દક્ષિણ આફ્રિકામાં અને વિશેષે કરીને નાતાલમાં વસતા હિન્દીઓ તરફના વર્તાવમાં સુધારો કરાવવો એજ વધારે ડહાપણ ભરેલો માર્ગ છે. નામદાર સાહેબ, આ વિચાર પણ કાંઇ બહુ ઉત્તમ નથી, છતાં વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં, હું કબૂલ કરૂં છું કે એ વિચારની તરફેણમાં ઘણું કહી શકાય તેમ છે. આફ્રિકાવાસી હિન્દીઓની સ્થિતિ છેલ્લાં પંદર વર્ષથી દિનપ્રતિદિન બગડતી ગઇ છે અને આજ તો તે અસહ્ય થઇ પડી છે. એટલે તેમની સ્થિતિ સુધારવા સારૂ સરકાર જે કાંઇ ઉપાય અજમાવવા ધારે તેમાં તેમને લોકો તરફથી અંતઃકરણપૂર્વક મજબુત ટેકો મળ્યા વિના રહેશે નહિ.

આફ્રિકાના જુદા જુદા ભાગોમાં આજે હિન્દીઓની સ્થિતિ કેવી છે? આફ્રિકાનાં ચાર વસાહતો અથવા ચાર રાજ્યો જેમને હમણાં એકત્ર કરીને દક્ષિણ આફ્રિકાનું સંયુક્ત રાજ્ય એવું નામ આપવામાં આવ્યું છે, તેમાં હિન્દીઓની વસતિ લગભગ ૧,૫૦,૦૦૦ માણસની છે. તેમાંથી આશરે ૧,૨૦,૦૦૦ નાતાલમાં અને આશરે

૧૫,૦૦૦ કેપ કોલોનીમાં છે. આશરે ૧૩,૦૦૦ માણસોને ટ્રાન્સવાલમાં વસવાનો પરવાનો મળેલો છે. જોકે છેલ્લાં ત્રણ વર્ષની ધમાલને લીધે, ત્યાં હાલ ૬,૦૦૦ થી વધારે હિન્દીઓ નથી. આશરે ૧૦૦ માણસ ઑરેંજીઆમાં વસે છે. પ્રથમ આપણે નાતાલનો વિચાર કરીશું. નાતાલમાં ગીરમીટીઆ મજુરો લઇ જવાનું સને ૧૮૬૦ માં શરૂ થયું અને સને ૧૮૬૬ થી ૧૮૭૪ સુધીનો વચગાળાનો આઠ વર્ષનો ટૂંકો સમય બાદ કરતાં આજ સુધી તે ચાલુ છે. નામદાર મિ. મેકસવેલે કૃપા કરીને મને કેટલાક આંકડા આપ્યા છે, તે ઉપરથી જણાય છે કે હાલ નાતાલમાં ગીરમીટીઆ મજુરોની સંખ્યા ૪૦,૦૦૦ ની છે. આ ઉપરાંત ગીરમીટમાંથી છુટા થયેલા તથા તેમના વંશજોની સંખ્યા આશરે ૬૫,૦૦૦ છે; જ્યારે સ્વતંત્ર વેપાર કરતા હિન્દીઓ આશરે ૧૫,૦૦૦ જ છે. ગીરમીટની મુદત પાંચ વર્ષની હોય છે અને ત્યાર પછી મજુર હિન્દુસ્તાન પાછો ફરી શકે છે અને તેને આવતી વખતનું ભાડું આપવામાં આવે છે. તે ફરી નવો કરાર પણ કરી શકે છે અથવા સ્વતંત્ર રીતે વસાહતમાં પણ રહી શકે છે. પરંતુ ત્યાં રહેવા ઇચ્છે તો ૧૬ વર્ષની ઉપરની ઉમરના દરેક મરદને અને ૧૩ વર્ષની ઉપરની ઉમરની દરેક સ્ત્રીને દર વર્ષે ત્રણ પાઉન્ડ (૪૫ રૂપીઆ) નો વેરો આપવો પડે છે. ગીરમીટીઆઓની બાબતમાં મુખ્ય ફરિયાદ તેમના માલેકોના તેમના પ્રત્યેના ખરાબ વર્તાવ સંબંધે છે. આ બાબત ઘણા ગંભીર આક્ષેપો થયેલા છે, અને તેનો સંતોષકારક જવાબ વાળવામાં આવ્યો હોય તેવું જાણવામાં આવ્યું નથી. ત્યાં વસવાટ કરીને રહેલા વિદેશીઓનાં રક્ષણ માટે એક અમલદાર રાખવામાં આવે છે; પરંતુ તે નાતાલની સરકારનો માણસ હોઇ, ગરીબ હિન્દી મજુરોનું ખરૂં રક્ષણ ભાગ્યેજ કરી શકે છે. આ અમલદાર મજુરોની ભાષા અને આચાર–વિચારથી તદ્દન અજ્ઞાન હોય છે. વળી સંસ્થાનવાસીઓમાં હિન્દીઓ પ્રત્યે જે છીટ છે તે તેનામાં પણ હોય છે; એટલે એવો અમલદાર મજુરોની લાગણીઓ સમજી શકે નહિ અને તેમનાં દુ:ખો જાણી શકે નહિ તેમાં તેનો દોષ નથી. એક ચોંકાવનારી

બાબત એ છે—અને તેનો ઇનકાર કરવામાં આવ્યો નથી,—કે ગીરમીટીઆઓમાં આપઘાતનું પ્રમાણ કરાર પૂરો કરીને છુટા થયેલા મજુરો કરતાં બમણું છે અને હિન્દુસ્તાનના જે વર્ગના લોકોમાંથી તેમને લેવામાં આવે છે તેઓના કરતાં દશથી બાર ગણું છે.

આવા આક્ષેપો હોવાથી તે સંબંધી બહુજ કાળજી પૂર્વક, છણી છણીને તપાસ કરવાની જરૂર છે. હું ધારૂં છું કે હિન્દની સરકારે, નાતાલની સરકારને, બન્ને સરકારોના પ્રતિનિધિઓ ભેગા મળીને તપાસ ચલાવે, એવો આગ્રહ કરવો જોઇએ. મારો એવો પણ મત છે કે ગીરમીટીઆ હિન્દીઓનું રક્ષણ કરનાર અમલદાર, નાતાલની સરકારનો નહિ પણ હિન્દની સરકારનો માણસ હોવો જોઇએ અને તે આ દેશમાંથી મોકલાવો જોઇએ. હવે ગીરમીટમાંથી છુટેલા હિન્દીઓ તરફ આપણે વળીએ. તેમના તરફ સંસ્થાનવાસીઓનું વલણ ધીમે ધીમે હવે છેકજ બદલાઈ ગયું છે. ગીરમીટ પદ્ધતિ શરૂ થઇ તે અરસામાં ગીરમીટમાંથી છુટેલા મજુરોને શી રીતે ત્યાં રાખી પાડવા, તેની નાતાલની સરકારને મ્હોટી ચિંતા હતી. તેમને વિવિધ પ્રકારની લાલચો દેખાડવામાં આવતી હતી. તે વખતે એવી શરત નાંખવાનો આગ્રહ કરવામાં આવતો હતો કે ગીરમીટીઆ હિન્દીઓએ તેમના ત્યાં ગયાને દશ વર્ષ પૂરાં થાય તે પહેલાં સંસ્થાન છોડીને ચાલ્યા જવું નહિ. ગીરમીટમાંથી છુટેલા મજુરો પણ નાતાલને ઘણા ઉપયોગી થઇ પડયા છે તેમાં સંશય નથી. તેમની મજુરીથી નાતાલ હાલની આબાદ સ્થિતિએ પહોંચ્યું છે. નાતાલના માજી પ્રધાન સર લીજ હુલેટે સને ૧૯૦૩ ના જુલાઈ માસમાં કહેલાં વચન આ વાતની સાખ પૂરે છેઃ—

"હિન્દી મજુરોને દાખલ કર્યા તે પહેલાં વસાહતની દશા નિરાશા જનક હતી. દેશ થોડા સમયમાં કંગાળ થઇ જશે એવો ભય રહેતો હતો. અને સરકારે મજુરો લાવવામાં મદદ કરી ત્યારેજ દેશમાં જીવન આવ્યું. કિનારાનો પ્રદેશ દક્ષિણ આફ્રિકાનો એક સમૃદ્ધ ભાગ બન્યો. નાતાલના કિનારા ઉપર જે જોવામાં આવે છે તે આખી કેપ અને ટ્રાન્સવાલમાં ક્યાંય નજરે પડતું નથી. ૧૦,૦૦૦ એકર જમીન એક કડકે અને

તેમાં એકજ જાતનો પાક,—તે હિન્દી મજુરો દાખલ કરવાને લીધેજ બની શક્યું છે. ડરબન શહેર હિન્દી વસતિને લીધેજ ઉભું થયું છે.”

આમ હોવા છતાં, જે હિન્દીઓએ વસાહતને માટે આટઆટલું કર્યું છે, તેજ હિન્દીઓ, તેમના ઉપર અન્યાય અને સીતમ ગુજરવા માટે કેટલાં વર્ષો થયાં, સખ્ત ફરિયાદ કરી રહ્યા છે. ગીરમીટમાંથી છુટેલા હિન્દીઓને વસાહતમાં રહેવા લાલચો બતાવવાની પહેલાંની નીતિ ધીમે ધીમે છોડી દેવામાં આવી, અને છેલ્લાં પંદર કે વીશ વર્ષથી તો સ્વતંત્ર હિન્દીઓને કેમ કરીને કાઢવા એજ, નાતાલના વસાહતીઓને એક ચિંતાનો વિષય થઇ પડયો છે. તેઓને અહિં રહેવું અશક્ય થઇ પડે તેવી સ્થિતિ ઉત્પન્ન કરવાને સંખ્યાબંધ યુક્તિઓ અજમાવાઇ ચુકી છે. ગીરમીટમાંથી છુટેલા મજુરો ઉપર સને ૧૮૯૬ ના કાયદા મુજબ ત્રણ પાઉન્ડનો વેરો નાંખવામાં આવ્યો છે તે તેમાં મુખ્ય છે. આ વેરો ૧૬ વર્ષની ઉપરના દરેક મરદ અને ૧૩ વર્ષની ઉપરની દરેક સ્ત્રી પાસેથી દર વર્ષે લેવામાં આવે છે. નામદાર સાહેબ, આવા જુલમી વેરા વિષે મિત ભાષામાં બોલવું બહુ કઠણ છે. એટલું વળી કાંઇક સંતોષજનક છે કે હમણાં નાતાલની ધારાસભામાં સ્ત્રીઓ ઉપરથી આ વેરો કાઢી નાંખવાનો ખરડો રજુ થયો છે. પરંતુ નાતાલની છેલ્લી ખબરો ઉપરથી જણાય છે કે આ ખરડામાં કમિટીએ સજ્જડ કાપકૂપ કરી નાંખી છે અને સઘળી સ્ત્રીઓને આ વેરામાંથી મુક્ત કરવાને બદલે, એવી દરખાસ્ત લાવવામાં આવી છે કે મૅજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેજ સ્ત્રીઓને આ વેરામાંથી મુક્ત કરવાની તેને મુખત્યારી આપવી. નાતાલમાં દરેક માણસને એક પાઉન્ડ ( ૧૫ રૂપીઆ ) નો જજીયાવેરો તો આપવો પડે છે અને ગીરમીટમાંથી છુટેલા મજુરોને, તે ઉપરાંત, ત્રણ પાઉન્ડનો આ જુલ્મી વેરો આપવાનો હોય છે, એટલે તેમના ઉપર તો સીતમ વરસે છે. તેને લીધે ઘણાં ઘરો ભાગ્યાં છે, પુરુષો પાપને પંથે વળ્યા છે અને સ્ત્રીઓ નિર્લજ્જ જીવન ગુજારતી થઈ છે. આ હકીકત બહુ ગંભીર છે પણ મારે તે કહેવીજ જોઇએ, કારણ નાતાલની ધારાસભામાં તે વારંવાર કહેવાયલી છે અને નાતાલની સરકારે નીમેલું કમિશન પણ તે કબુલ

કરે છે. નાતાલની સરકાર, કેવા માણુસોને વસાહતમાં રહેવા માટે ત્રણ પાઉન્ડનો વેરો આપવાની ફરજ પાડે છે, તેનો હવે જરા વિચાર કરો. આ માણુસોને ગીરમીટીઆ મજુરો તરિકે જરા પણ મીઠો અનુભવ થયેલો હોતો નથી એટલે તેઓ ફરીથી ગીરમીટમાં જવા તદ્દન નારાજ હોય છે. વળી તેઓ, ગીરમીટની મુદત દરમ્યાન કાંઈ બચાવી શકેલા ન હોવાને લીધે અને દક્ષિણ આફ્રિકા જવાથી હિન્દુસ્તાનમાં નાત બહાર થયેલા હોવાને લીધે, પોતાની માતૃભૂમિમાં પાછા ફરવાની હિમ્મત ધરી શકતા નથી. હિન્દુસ્તાન આવી, સમાજની અવમાનના સહેવા ઉપરાંત ગરીબાઈનું દુઃખ વેઠવા, તેમનું મન કબુલ કરતું નથી. આ કારણોને લીધે તેઓને નાઇલાજે દક્ષિણ આફ્રિકામાંજ રહેવું પડે છે. દક્ષિણ આફ્રિકાને ખાતર તેઓ પોતાનો દેશ છોડે છે અને તેના લાભને માટે પોતાનાં જીવનનાં પાંચ ઉત્તમ વર્ષોનો તેઓ ભોગ આપે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી, હું ધારૂં છું કે, આ અન્યાયી વેરો એકદમ કાઢી નાંખવા માટે નાતાલની સરકારને આપણે આગ્રહ કરવો જોઇએ. વળી માત્ર ગીરમીટમાંથી છુટેલા હિન્દીઓ સામેજ વસાહતીઓનો વાંધો છે, એમ નથી. હિંદી વેપારીઓ સામે પણ તેઓ વાંધો ઉઠાવે છે. તેમની સંખ્યા આશરે ૧૫,૦૦૦ ની છે. છેલ્લાં પંદર વર્ષથી તેમની તરફ પણ અન્યાયયુક્ત અને કઠોર વર્તન ચલાવવામાં આવે છે. પહેલાં આ લોકો મ્યુનિસિપલ અને રાજકીય મતાધિકાર× ભોગવતા હતા. રાજકીય મતાધિકાર સને ૧૮૯૬ માં છીનવી લેવામાં આવ્યો હતો, અને છેલ્લાં બે વર્ષોથી મ્યુનિસિપલ મતાધિકાર પણ છીનવી લેવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. છેલ્લાં પાંચ વર્ષથી, વેપાર કરવાના પરવાના તદ્દન આપખુદીથી પાછા ખેંચી લેવાની અથવા ફરી નહિ બદલી આપવાની રીતથી આ લોકોને અપાર દુઃખ. હેરાનગતી અને નુકસાન ભોગવવાં પડયાં છે. તેને લીધે પાયમાલ થઇ ગયેલા માણુસોને તેની સામે વડી અદાલતમાં અપીલ કરવાની રજા પણ આજસુધી આપવામાં આવતી ન હતી. છેલ્લા બે માસથી હિંદની સરકારનાં દબાણને લીધે આ બાબતમાં થોડો

×Municipal & Political Franchise.

સુધારો થયો છે. જેમને પરવાના બદલી આપવાની ના પાડવામાં આવે તેમને વડી અદાલતમાં અપીલ કરવા દેવી એવો કાયદો પસાર કરવામાં આવ્યો છે. પરંતુ આથી તેમનું દુઃખ બહુ થોડું દૂર થયું છે. કારણ હજી જ્યારે નવા પરવાના ન આપવામાં આવે અથવા એકને નામેથી બીજાને નામે ચઢાવી ન આપવામાં આવે ત્યારે વડી અદાલતને અપીલ થઇ શક્તી નથી. વળી ગયા વર્ષથી તો, સ્વતંત્ર હિન્દીઓને પોતાનાં છોકરાં-ની કેળવણી માટે જે સગવડો હતી તે પણ ઘણી ઓછી કરી નાંખવા-માં આવી છે. અને હવે ૧૪ વર્ષની ઉપરના છોકરાઓની અને બધીજ છોકરીઓની કેળવણી માટે, કોઇ પણ જાતની સવડ નથી. નાતાલમાંથી હિન્દી વેપારી વર્ગને તદ્દન નાબુદ કરી નાંખવાની મતલબથી સને ૧૯૦૮ માં બે કાયદા પસાર કરવામાં આવ્યા હતા. પરંતુ તે કાયદા શહેનશાહી સરકારે પાછળથી નામંજુર કર્યા. નામદાર સાહેબ, હિન્દીઓ પ્રત્યે નાતાલની સરકારની નીતિ તદ્દન સ્વાર્થી અને નિર્દય છે. તેની સામે દાદ મેળવવાનો માત્ર એકજ ઉપાય છે કે, તેના પ્રતિકાર તરિકે હિન્દની સરકારે તે વસાહત સામે સખ્ત ઉપાયો લેવા.

અત્યાર સુધી મેં નાતાલના હિન્દીઓની સ્થિતિ સંબંધી કહ્યું. હવે ટ્રાન્સવાલમાં સ્થિતિ કેવી છે તેનો વિચાર કરીએ. ત્યાં છેલ્લાં ત્રણ વર્ષમાં ચાલેલી ધમાલ આગળ, બોઅર સરકારના સમયથી ચાલતાં આવેલાં હિન્દી પ્રજાનાં હમેશનાં દુઃખો તો જાણે ઢંકાઈ ગયાં છે. આ દુઃખો મુખ્યત્વે ત્રણ પ્રકારનાં છે. (૧) ટ્રાન્સવાલમાં હિન્દીઓ મ્યુનિસિ-પલ અને રાજકીય મતાધિકાર પ્રાપ્ત કરી શકતા નથી; (૨) તેઓ કોઇ પણ જાતની સ્થાવર મીલકત ધારણ કરી શકતા નથી; અને (૩) તેઓને અમુક નક્કી કરેલા વિભાગોમાંજ રહેવાની ફરજ પાડવામાં આવે છે. આ ત્રણ હરકતો ઉપરાંત સને ૧૯૦૭ પછી જે હિન્દીઓ વિગ્રહ પહેલાં ત્યાં ન હોય, તેઓને, તેઓ ગમે તેમે તેવી લાયકાત ધરાવતા હોય તો પણ, ત્યાં પેસવાનો અટકાવ કરવામાં આવ્યો છે. બ્રિટિશ વસાહતોમાંથી માત્ર ટ્રાન્સવાલેજ, બ્રિટિશ સામ્રાજ્યની એશિયાવાસી પ્રજાને

તેની હદમાં દાખલ થતાં અટકાવ કરનારો કાયદો કર્યો છે. સઘળાં વસાહતોમાંથી માત્ર ટ્રાન્સવાલેજ શહેનશાહની હિન્દી પ્રજાનું ઝાટકો લાગે તેવું અપમાન કરવાનો અને હીણપદ લગાડવાનો માર્ગ ગ્રહણ કર્યો છે. આ અપમાન અને જુલ્મની સામે ટ્રાન્સવાલની હિન્દી વસતીએ જે વિરુદ્ધતા દર્શાવી છે તે ઇતિહાસમાં નોંધી રાખવા જેવી છે. આ વિષયમાં હું અત્યારે ઉંડો ઉતરતો નથી. કારણ આ દેશમાં સેંકડો સ્થળે ભાષણોમાં એ વાત કહેવાઇ ગઇ છે. હજી આ લડતનો અંત આવ્યો નથી અને અંત નજીક પણ જણાતો નથી. પરંતુ, ભારતનાં સંતાનોએ આ લડતમાં જે ભાગ ભજવ્યો છે, તે તેને જરા પણ ખાંપણ લગાડે તેવો નથી. ટ્રાન્સવાલના હિન્દીઓએ સત્ય ખાતર અને દેશને માટે ઘણુંજ દુઃખ વેઠયું છે. તેઓએ એક પણ અઘટિત કૃત્ય કર્યું નથી. આરંભથી તે આજ દિન પર્યંત તેઓ વાજબી લડત ચલાવી રહ્યા છે. તેઓએ સર્વે એશિયાવાસીઓને ટ્રાન્સવાલમાં બિલકુલ અટકાવ વિના દાખલ થવા દેવા એવી માંગણી કરી નથી. તેમનો માત્ર એટલોજ આગ્રહ છે કે ખાસ તેમને માટે કોઇ પણ જાતનો પ્રતિરોધક કાયદો હોવો જોઇએ નહિ. અને તેમને નામોશી લગાડે એવા જે અપમાનકારક કાયદા હોય તે નાબુદ થવા જોઇએ. હજી સુધી કાંઇ દાદ મળી નથી. પરંતુ હવે મધ્યરાત્રીનો અતિ અંધકારમય સમય વીતી ગયો હોય એમ લાગે છે અને અરુણોદય દૂર દીસતો નથી.

ઑરેંજીઆમાં હિન્દીઓની સ્થિતિ વિષે વધુ બોલવાની જરૂર નથી. ઘરકામ કરનારા નોકરો તરીકે ત્યાં જવા ઇચ્છતા હોય તે સિવાયના સઘળા એશિઆવાસીઓને માટે તે વસાહતનાં દ્વાર બંધ છે. અત્યારે એ વસાહતમાં એવું કામ કરનારા આશરે સોએક હિન્દીઓ છે. પહેલાં ઑરેંજીઆમાં હિન્દી વેપારીઓ પણ હતા. પરંતુ તેમને સને ૧૮૯૩ માં બોર સરકારે જબરદસ્તીથી કાઢી મૂકયા હતા અને ત્યાર પછી બીજાને પેસવા દેવામાં આવ્યા નથી.

હવે કેપ કોલોની વિષે જોઇએ. આ વસાહતમાં હિન્દીઓ પ્રત્યે ઉદાર નીતિ ચલાવવામાં આવે છે અને ઇસ્ટ લંડન સિવાય આ

વસાહતમાં, હિન્દીઓ તરફ સામાન્ય રીતે ઠીક વર્તાવ રાખવામાં આવે છે. આ વસાહતમાં કુલ હિન્દીઓ આશરે ૧૫,૦૦૦ છે. મ્યુનિસિપલ અને રાજકીય મતાધિકાર તેમને પ્રાપ્ત કરવા દેવામાં આવે છે. અને જોકે વેપાર કરવાના પરવાના મેળવવામાં હિંદીઓને ઘણી હાડમારી ભોગવવી પડે છે, અને કેટલીક વખત આપખુદીથી જુના પરવાના નહિ બદલી આપવાથી વેપારીઓને ઘણું નુકસાન પણ ખમવું પડે છે, છતાં દક્ષિણ આફ્રિકાના બીજા ભાગો કરતાં અહિંની સ્થિતિ વધારે સંતોષકારક છે. અલબત્ત ઇસ્ટ લંડનમાં સ્થિતિ ઘણી ખરાબ છે, પરંતુ તે કેપ કોલોનીનો એક ઘણો ન્હાનો ભાગ છે.

આજના ઠરાવમાં એવી દરખાસ્ત છે કે ગવર્નર જનરલ અને તેમની કાઉન્સિલને, નાતાલના વસાહતમાં ગીરમીટ પદ્ધતિ અનુસાર મજુરોને લઇ જતા બીલકુલ અટકાવવાની કાયદેસર સત્તા મળવી જોઇએ. હાલના કાયદા પ્રમાણે સરકારના હાથમાં આ સત્તા નથી અને તેને લીધે નાતાલમાં હિન્દીઓ પ્રત્યેના વર્તાવ સંબંધે જ્યારે જ્યારે નાતાલની સરકાર સાથે હિન્દની સરકારને મસલત ચલાવવાની હોય છે ત્યારે ત્યારે તે ઘણી ભારે સંકડામણમાં આવી પડે છે. અલબત્ત આ સત્તા મળશે એટલે તેનો એવો અર્થ નથી કે તેનો અમલ અવશ્ય કરવામાં આવશે. પરંતુ આ સભામાં આ ઠરાવ પસાર કરવાથી, તેમની એશિયા વિરોધી નીતિને લીધે, હિન્દમાં કેવી સખ્ત લોકલાગણી ઉશ્કેરાઇ છે, તેની દક્ષિણ આફ્રિકાની અને ખાસ કરીને નાતાલની સરકારને ખબર પડશે. નાતાલમાં હિન્દી મજુરો લઇ જતા અટકાવવાનો વિચાર કાંઈ નવો નથી. બોઅર વિગ્રહ પૂરો થયા પછી તરતજ, સર લેપલ ગ્રીફીનની આગેવાની નીચે આવેલા પ્રતિનિધિમંડળને જવાબ આપતી વખતે લૉર્ડ જ્યોર્જ હેમિલ્ટને ઘણો ભાર મૂકીને જણાવ્યું હતું કે જો નાતાલ, હિન્દીઓ તરફ વધારે ન્યાયની રીતે નહિ વર્તે તો હિન્દની સરકારને આ ઉપાય લેવો પડશે. પરંતુ એ વાત સ્પષ્ટ છે કે નાતાલે આ ધમકી કોઇ દિવસ સાચી માની નથી. તેમ હોત તો સ્વતંત્ર હિન્દી વર્ગની સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ કરવાનો, તે નિરંતર જે પ્રયત્ન કરી

રહ્યું છે, તે કરત નહિ. વળી ત્યાંની ધારાસભાના સભાસદો, ગીરમીટથી બંધાઇને ત્યાં ગયેલા માણસોનો કરાર હિન્દુસ્તાન ગયા પછી અથવા ભરદરિયે પૂરો થાય* તેવી દરખાસ્તમાં હિન્દની સરકારની સહેલાઈથી સંમતિ મેળવવાની આજે વાતો કરતા હોત નહિ.

નામદાર સાહેબ, હું અંતઃકરણ પૂર્વક માનું છું કે આજની સભાનાં કામકાજથી દક્ષિણ આફ્રિકામાં કાંઇ નહિ તો થોડા માણસોની પણ આંખ ઉઘડ્યા વિના રહેશે નહિ. હું ધારૂં છું કે નાતાલમાં ગીરમીટીઆ મજુરોની ભરતી કરતાં અટકાવ કરવાની હિન્દની સરકારને સત્તા મળે, તો, તે સંસ્થાનમાં વસતા હિન્દીઓને નાતાલની સરકાર પાસેથી વાજબી ઇન્સાફ અપાવવાનું કામ ઘણુંજ સરળ થઇ જાય. નાતાલને આપણા મજુરોની ગરજ છે. તેને એમના વિના ચાલે તેમ નથી. ત્યાં ઘણા ઉદ્યોગોનો આધાર મ્હોટે અંશે અથવા સર્વાંશે આપણા મજુરો ઉપર છે. જો અહિંથી મજુરોને લઇ જતા અટકાવવામાં આવે તો આ બધા ઉદ્યોગો તદ્દન ભાંગી પડે. હિન્દવાસીઓને નાતાલમાં પેસવા દેવા કે નહિ એ પ્રશ્નનો નિકાલ કરવાને નાતાલની સરકારે નીમેલાં કમિશનનો મત પણ આ બાબત ઉપર નિશ્ચયાત્મક છે. આ તો નાતાલની વાત થઇ, પરંતુ જો મજુરો લઇ જતા અટકાવવાની દરખાસ્તનો બરાબર અમલ કરવામાં આવે તો તેની અસર માત્ર નાતાલમાંજ નહિ પણ ટ્રાન્સવાલમાં પણ થશે. કારણ ગયા વર્ષનું નાતાલનું કમિશન સ્પષ્ટ જણાવે છે કે નાતાલમાંથી ગીરમીટીઆ હિન્દી મજુરો જતા રહે તો નાતાલના કાફરા મજુરોને ટ્રાન્સવાલમાંથી પાછા બોલાવી લેવાની નાતાલ-

*ગીરમીટનો કરાર જો મજુર નાતાલમાંજ હોય ત્યારે પુરો થાય તો તેમાંથી છુટયા પછી તે મજુર ઉપર નાતાલની સરકારનો ખાસ અધિકાર રહે નહિ અને તેને નાતાલમાં રહેવું હોય તો તેમાં તે અટકાવ કરી શકે નહિ, એટલા માટે તેઓની એવી દરખાસ્ત હતી કે જ્યારે મજુર ગીરમીટમાં હોય ત્યારેજ તેને હિંદુસ્તાન પાછો મોકલી દેવો અને તેનો કરાર જ્યારે જહાજ ભરદરિયે હોય ત્યારે અથવા હિંદુસ્તાન પહોંચે ત્યાર પછી પૂરો થાય. નાતાલમાંથી હિંદીઓને કાઢવાની આ એક યુક્તિ હતી. ભા. ક.

ને જરૂર પડે. હું ધારૂં છું કે આ ઠરાવમાં જણાવેલી સત્તા પ્રાપ્ત કરવાનો હિન્દની સરકારને આ ખરો અવસર છે. દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓની સ્થિતિ તરફ, આ દેશમાં તેમજ ઇંગ્લાંડમાં, લોકોનું ધ્યાન બરાબર ખેંચાયું છે; એટલુંજ નહિ, પરંતુ, એશિયાવાસીઓના સંબંધમાં કાયદા ઘડવાની વસાહતોની સત્તા, આવતા ઓક્ટોબર માસથી, સંયુક્ત પાર્લામેન્ટના હાથમાં જશે આ પાર્લામેન્ટમાં લગભગ અર્ધોઅર્ધ સભાસદો કેપ કોલોનીના આવશે, એટલે તેમના વિચારોનું તેમાં પ્રાધાન્ય રહેશે. ઘણું કરીને સંયુક્ત વસાહતોનો પહેલો પ્રધાન મિ. મેરીમેન થશે, અને તેણે થોડા સમય ઉપરજ દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓ તરફ ન્યાયયુક્ત અને બધાં વસાહતોમાં એક સરખી નીતિ ચલાવવાની તરફેણમાં પોતાનો અભિપ્રાય જણાવેલો છે. અવશ્ય તેના કહેવાનો અર્થ કેપ કોલોનીના જેવી નીતિ એમ હોવો જોઇએ. આ કારણને લીધે, જો હિન્દની સરકાર અને ઈંગ્લાંડની સરકાર આ બાબતમાં હિન્દીઓનો સબળ રીતે પક્ષ લે અને તેમને આ ઠરાવમાં જણાવેલી સત્તા વડે ટેકો મળે તો આપણાં કેટલાંક દુઃખો ટાળવામાં આજ સુધી આપણને જે ફત્તેહ મળી છે તેના કરતાં અત્યારે વધારે સારી ફત્તેહ મળે. આજનો ઠરાવ પસાર કરવાને હું આ સભાને આગ્રહ કરૂં છું, કારણ મારી એવી માન્યતા છે કે આપણાં દુઃખનો ઉપાય કરવામાં તે ઉપયોગી નીવડશે. જો કે હું એટલું કબુલ કરૂં છું કે, આ ઠરાવ કોઈ પણ રીતે ફળદાયી ન નીવડે એમ હોત, તો પણ હું આ સભામાં તે લાવ્યા વિના રહેત નહિ. કારણ મારા ધારવા પ્રમાણે હિન્દવાસીઓ તરફ દક્ષિણ આફ્રિકામાં જે વર્તાવ ચલાવવામાં આવે છે તે મૂંગે મ્હોડે સહન કરવા કરતાં તે પ્રત્યે આપણો તિરસ્કાર એક જવાબદાર મંડળ દ્વારા જણાવવો એ અત્યારે બહુ જરૂરનું છે, પરંતુ સાથે સાથે આ વાત પણ મારા ધ્યાનમાં છે કે, જે મહાન પ્રશ્ન અત્યારે આપણી સમક્ષ ઉપસ્થિત થયો છે તે અત્યંત ગહન છે. પ્રતિકારની ધમકીથી કાંઇક કામ થઇ શકશે, પરંતુ અન્તે તો, આપણો મુખ્ય આધાર, આપણો ખરો આધાર, ન્યાય અને જનદયાના સનાતન સિદ્ધાન્તો નિરંતર તેમના

મન ઉપર ઠસાવવા ઉપરજ રાખવો પડશે. કારણુ આ સિદ્ધાન્તોજ કોઈ પણુ મહા સામ્રાજ્યના અચળ પાયારૂપ છે.

હિન્દવાસીઓના જે દુઃખો વિષે આજે હું બોલ્યો તેમાંથી ત્રણુ અગત્યના પ્રશ્નો ઉપસ્થિત થાય છે. (૧) આ સામ્રાજ્યમાં હિન્દીઓનું સ્થાન ક્યાં છે? (૨) આ સામ્રાજ્યમાં અત્યારે અમારી તરફ દયા અને ન્યાયથી વર્તવામાં આવે અને ધીમે ધીમે આગળ ઉપર સમાન ભાવે વર્તવામાં આવે તેની ખાતરીની જવાબદારી શહેનશાહી સરકાર ઉપર કેટલે અંશે રહે છે? (૩) આ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં અંગો સામ્રાજ્યના મુખ્ય સિદ્ધાન્તો પાળવાને કેટલે દરજ્જે બંધાયલાં છે? શું તેઓ માત્ર સામ્રાજ્યના લાભ ભોગવવા ઇચ્છે છે અને તેના ગેરલાભમાં પોતાનો હિસ્સો આપવા ઇચ્છતા નથી? નામદાર સાહેબ, આ પ્રશ્નોના ઉત્તર આપવાનું કામ મારૂં નથી. તે કામ સામ્રાજ્યના અને વસાહતોના રાજનીતિજ્ઞ પુરુષોનું છે, પરંતુ મારે કહેવું જોઇએ કે આખા દેશમાં આ પ્રશ્નો અત્યારે ગંભીર વિચારનો વિષય થઇ પડશે. વર્તમાન સમયે ઉપસ્થિત થયેલા બીજા કોઇ પ્રશ્ને આના જેટલી કડવી લાગણી આખા દેશમાં ઉપજાવી નથી. આ કડવી લાગણીના સંબંધમાં બ્રિટિશ સામ્રાજ્યના સાચા મિત્રોને પણુ નિરુપાય રહેવું પડયું છે. આ અતિશયોક્તિ નથી પણુ તદ્દન સાચી વાત છે.



# ગીરમીટ પદ્ધતિ.

[તા૦ ૪થી માર્ચ, ૧૯૧૨ ના રોજ નામદાર ગોખલે, વાઇસરોયની ધારાસભામાં, હિંદમાંથી ગીરમીટીઆ મજુરોને લઈ જતા અટકાવવાની ભલામણ કરવાનો ઠરાવ રજુ કરતાં, નીચે પ્રમાણે બોલ્યા હતા:—]

નામદાર સાહેબ, હું નીચે પ્રમાણે ઠરાવ રજુ કરૂં છું:—

"આ સભા ગવર્નર જનરલ અને તેમની કાઉન્સિલને ભલામણ કરે છે કે ઇંગ્લંડમાં અથવા કોઈપણ બ્રિટિશ વસાહતમાં હિન્દી મજુરોને ગીરમીટથી લઇ જતા અટકાવવાને હિન્દની સરકારે જરૂરી ઉપાયો યોજવા."

નામદાર સભ્યોને યાદ હશે કે બે વર્ષ ઉપર નાતાલના વસાહત સારૂ હિન્દમાંથી ગીરમીટીઆ મજુરો લઇ જતા અટકાવવાની ગવર્નર જનરલને સત્તા આપવાની ભલામણનો ઠરાવ આ સભાએ પસાર કર્યો હતો. સરકારે તે ભલામણ સ્વીકારી હતી અને તેને અમલમાં મૂકવા માટે કાયદા પ્રમાણે જોઈતી જરૂરી સત્તા મેળવી હતી. અને નાતાલ વિરુદ્ધ નવા કાયદાનો અમલ ગયા જુલાઈ માસની પહેલી તારીખથી કરવામાં આવ્યો હતો. આજે હું, આ સભાને, આ બાબતમાં એક પગલું આગળ ભરવાની વિનંતિ કરૂં છું; અને ગીરમીટ પદ્ધતિ તદ્દન નાબુદ કરવાની ભલામણ કરૂં છું. એ વાત ખરી છે કે બે વર્ષ ઉપરનો ઠરાવ આ સભાએ, મુખ્યત્વે કરીને, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ તરફ ખરાબ વર્તન ચલાવવામાં આવતું તથા તેમનું નિરંતર અપમાન કરવામાં આવતું તેના પ્રતિકાર તરિકે સ્વીકાર્યો હતો. પરંતુ મેં તો સભામાં તે વખતે પણ જણાવ્યું હતું તેમ મારો પોતાનો મત તો, પ્રતિકારના પ્રશ્નને બાજુએ રાખતાં પણ, આ પદ્ધતિને નાબુદ કરવી જોઇએ એવો હતો. કારણ આ પદ્ધતિ સ્વભાવેજ ખરાબ છે. આ પદ્ધતિના સ્વરૂપનો પૂર્ણ ચિતાર આ સભાને આપવાની ભાગ્યેજ જરૂર છે. તેનાં મુખ્ય લક્ષણ ૭ ગણી શકાય: (૧) આ પદ્ધતિથી મજુરો, દૂરના અજાણ્યા દેશમાં જવા માટે બંધાય છે; ત્યાંની ભાષા તથા રીતરિવાજોથી તેઓ અજ્ઞાન હોય છે અને ત્યાં તેમનું કોઇ સગુંવ્હાલું હોતું નથી. (૨)

જે માલેકના ભાગમાં તેઓ આવે તેના હાથ નીચે કામ કરવા તેઓ બંધાયલા હોય છે. તેને તેઓ ઓળખતા હોતા નથી અને તે તેમને ઓળખતો હોતો નથી. તેની પસંદગી કરવાનું તેમના હાંથમાંજ હોતું નથી. (૩) માલેકની જમીન ઉપર વસવાને તેઓ બંધાયલા હોય છે. ત્યાંથી તેઓ ખાસ રજાચીઠ્ઠી વિના બીજે ક્યાંય જઇ શકતા નથી અને તેમને સોંપેલું કામ ગમે તેવું ત્રાસદાયક હોય. છતાં તે તેમને કરવુંજ પડે છે. (૪) આ બાંધણી, અમુક વર્ષની, ઘણું ખરૂં પાંચ વર્ષની હોય છે. તે મુદત પૂરી થતા સુધીમાં તેઓ કરારમાંથી પોતાની મરજી પડે ત્યારે છુટા થઇ શકતા નથી. તેમને ગમે તેવી અસહ્ય હાડમારી ભોગવવી પડે તો પણ તેમાંથી છુટવાનો તેમના હાથમાં કાંઇ ઇલાજ હોતો નથી. ( ૫ ) આ મુદત પૂરી થતા સુધી તેઓ અમુક મુકરર કરેલા દરે મજુરી કરવા બંધાયલા હોય છે. મજુરીનો દર જોઇએ તે કરતાં ઓછો હોય છે અને તેજ સ્થળે કામ કરતા સ્વતંત્ર મજુરોના દર કરતાં તો ઘણોજ ઓછો હોય છે. (૬) છેલ્લું અને છઠું લક્ષણ મારા વિચાર પ્રમાણે આ પદ્ધતિનું ખરાબમાં ખરાબ લક્ષણ છે, મજુરોને જે ખાસ કાયદાની હકુમત નીચે રહેવું પડે છે, તે કાયદો તેમને પોતાનો દેશ છોડતાં પહેલાં સમજાવવામાં આવતો નથી, તેની ભાષા તેઓ જાણતા નથી હોતા અને કરાર પાળવામાં થતી નજીવી ભૂલો, જેને માટે તેમને દિવાની રાહે જવાબદાર ગણી શકાય, તેને માટે, આ કાયદાની રૂઇએ તેઓ ફોજદારી ગુન્હાને પાત્ર થાય છે. ઠગાઈ કે છેતરપીંડી માટે નહિ, પરંતુ કાંઇ ગફલત કે બીનકાળજી સારૂ અથવા કેટલીકવાર તો તેમના ઉપરી મુકાદમ તરફ એકાદ ઉદ્ધતાઇ ભર્યો શબ્દ બોલવા માટે અથવા તેવો કાંઇક ચાળો કરવા માટે આ કાયદામાં બબ્બે અને ત્રણત્રણ માસની સખ્ત મજુરી સાથેની કેદની સજા લખેલી છે. નામદાર સાહેબ, આ પદ્ધતિનાં મુખ્ય લક્ષણો આ છે. હવે કેવી જાતના માણસો આ પદ્ધતિના ભોગ થઇ પડે છે તેનો વિચાર કરો. આ દેશના ગરીબમાં ગરીબ વર્ગના, ભોળા, અજ્ઞાન, નિરક્ષર, સાધન હીન લોકોને, મજુરોની ભરતી કરનારા લુચ્ચા દલાલો, ગમે તેવી ખરી

ખોટી હકીકતો કહીને આવી જાતનો કરાર કરવાને લલચાવે છે—અથવા વધારે ખરૂં કહીએ તો તેમને તેમાં ફસાવે છે. આ દલાલોને, જેટલા મજુરો લાવી આપે તે ઉપર માથાદીઠ અમુક રકમ મળે છે અને મજુરને પરદેશ મોકલનારા આડતીઆને સોંપી દીધા કે તેમનું કામ પૂરૂં થાય છે. આ અન્યાયથી ભરેલી, આરંભમાંજ છળકપટવાળી અને જબરદસ્તીથી ટકાવી રાખેલી પદ્ધતિને કોઈ પણ ન્યાયી માણસ રાક્ષસી કહેતાં આંચકો નહિ ખાય. ન્યાય અને જનદયાના વર્તમાનમાં પ્રવર્તતા વિચારોથી આટલી ઉલટી આ પદ્ધતિ જે દેશ સાંખી શકે, તે દેશની સંસ્કૃતિ ઉપર તે એક ભારે કલંક સમાન છે, એમ કહેવામાં કાંઇ વાંધો નથી. હવે આ પદ્ધતિનાં મૂળ અને ઇતિહાસ તરફ જરા નજર ફેરવશો તો ત્રણ બાબતો તમને લાગી આવ્યા વિના રહેશે નહિ. એ ત્રણ બાબતોજ આ પદ્ધતિને ધૂત્કારી કાઢવા માટે બસ છે. (૧) ગુલામીની પ્રથા બંધ થયા પછી તેની અવેજીમાં આ ગીરમીટ પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. આ વાત સર્વમાન્ય છે અને અત્યારે મારા હાથમાં લૉર્ડ સૅન્ડર્સનની કમિટીનો અહેવાલ છે તેમાં પહેલેજ પાને તેમણે આ વાત આગળ મૂકી છે. (૨) આ પદ્ધતિથી, તરતનો સ્વતંત્ર થયેલો સીદી પણ જે સ્થિતિ સ્વીકારવાનું ધિક્કારી કાઢે, તે સ્થિતિમાં સ્વતંત્ર હિંદીઓને મૂકવામાં આવે છે. ( ૩ ) વધારે લાગી આવે એવું તો એ છે કે સરકાર એટલે હિંદની સરકાર તેમજ ઇંગ્લંડની સરકારને આ સવાલ હમેશાં ખટકર્યા કરેલો છે. તે એટલા ઉપરથી જણાઇ આવે છે કે તેમણે આ પદ્ધતિનાં કામકાજ સંબંધે વારંવાર તપાસ ચલાવી છે, તેના અનિષ્ટોને લીધે તે વખતોવખત બંધ પણ કરી છે, છતાં વસાહતી વાવેતર કરાવનારાઓનાં દબાણને લીધે કચવાતે મને તેમણે તે ફરી ચલાવી છે. આ સવાલ સંબંધે સૌથી પહેલી અને કેટલેક દરજ્જે સર્વથી વધારે અગત્યની તપાસ, શરૂઆતમાંજ ઇંગ્લંડની પાર્લમેન્ટે લીધેલા ઉપાયોને લીધે થઇ હતી. હું આગળ જણાવી ગયો તે પ્રમાણે આ પદ્ધતિ ગુલામગીરી રદ થયા પછી ઇ. સ. ૧૮૩૪ની સાલમાં હસ્તિમાં આવી. ઇ. સ. ૧૮૩૭ માં તે તરફ પાર્લમેન્ટનું ધ્યાન ખેંચાયું અને તે ઉપર જે વિવાદ

થયો તેમાં લૉર્ડ બ્રુમે અને મિ. બકસ્ટને તથા તે સમયના બીજા મ્હોટા અંગ્રેજોએ, તેને ઘણીજ સખ્ત ભાષામાં ધિક્કારી કાઢી. એનું પરિણામ એ આવ્યું કે એ પદ્ધતિ એકદમ બંધ કરવામાં આવી અને તેના સ્વરૂપ તથા કામકાજ સંબંધે તપાસ ચલાવવાનો હુકમ થયો. ચાર ગૃહસ્થોની એક કમિટી નીમવામાં આવી અને તેમણે કલકત્તા મુકામે મળીને આખા પ્રશ્ન ઉપર વિચાર ચલાવ્યો. ઘણી કાળજીપૂર્વક તપાસ કર્યા પછી કમિટીએ બે રીપૉર્ટ બહાર પાડયા, એક વધુ મતવાળાનો અને બીજો એકમત વાળાનો. કમિટીના ત્રણ સભ્યોએ, એ પદ્ધતિને તદ્દન ધિક્કારી કાઢી અને તે ફરીથી દાખલ ન થવી જોઈએ એવો આગ્રહ કર્યો. માત્ર એક સભ્યે, મજુરોનું હિત જાળવનારી પોતે સૂચવેલી અમુક શરતો નાંખીને આ પદ્ધતિ ફરી ચાલુ કરવાની તરફેણમાં મત આપ્યો. પછી આ બાબત પાર્લમેન્ટ સમક્ષ આવી. પરંતુ ગુલામગીરી કાઢી નાંખવા માટે કરેલા ભારે પ્રયત્નથી તેના સભ્યો થાકેલા હતા અને વળી વસાહતી વાવેતર કરાવનારાઓના, તેઓ પાયમાલ થઈ જશે એવા નિરંતરના કકળાટથી કંટાળીને, આખરે તેણે માત્ર એકજ મતવાળો રીપૉર્ટ સ્વીકારવાનો વિચિત્ર માર્ગ લીધો, અને ત્રણ મતવાળો રીપૉર્ટ સ્વીકાર્યો નહિ ! આ વખતે આમની સભામાં માત્ર ૧૫૦ સભ્યો હાજર હતા. આને પરિણામે આ પદ્ધતિ ઇ. સ. ૧૮૪૨ માં ફરી શરૂ થઇ. પરંતુ સરકારને આ વાત ખૂંચ્યાંજ કરેલી છે અને તેને પરિણામે ત્યારબાદ પદ્ધતિના કામકાજ સંબંધે ઘણી તપાસો ચાલેલી છે. એકવાર ફરી પણ, થોડા સમયને માટે આ પદ્ધતિ બંધ થઈ હતી, પરંતુ ફરી વળી વાવેતર કરાવનારાઓની વગને લીધે, દુર્ભાગ્યે તે પાછી શરૂ કરવા દેવામાં આવી છે. હું તમને એના થોડા દાખલા આપું છું. મોરીસમાં આ પદ્ધતિ સને ૧૮૩૪ માં દાખલ કરવામાં આવી હતી. હું ઉપર જણાવી ગયો કે પાર્લમેન્ટમાં થયેલી ચર્ચાને લીધે તે સને ૧૮૩૭ માં બંધ કરવામાં આવી હતી અને પછી આમની સભાએ કમિટીના માત્ર એકસભ્યનો મત કબૂલ રાખીં સને ૧૮૪૨ માં પાછી ચાલુ કરી. વળી પાછી સને ૧૮૪૪ માં તે બંધ કરવામાં આવી, સને ૧૮૪૯ માં પાછી ચાલુ કરવામાં આવી અને માત્ર

ગયે વર્ષેજ તેને હમેશને માટે નાબુદ કરવામાં આવી છે. બ્રિટિશ ગીયાનામાં આમની સભાના પ્રયાસથી સને ૧૮૩૮ માં તે બંધ કરવામાં આવી, સને ૧૮૪૪ માં પાછી ચાલુ કરવામાં આવી, સને ૧૮૪૮માં ફરીથી બંધ કરવામાં આવી અને સને ૧૮૫૮ માં પાછી શરૂ થઇ. ત્રિનિદાદમાં આ પદ્ધતિ પાર્લામેન્ટની ઉપર જણાવેલી ચર્ચા પછી સને ૧૮૪૪ માં શરૂ થઇ, સને ૧૮૪૮ માં બંધ પાડવામાં આવી અને સને ૧૮૫૧ માં પાછી શરૂ કરવામાં આવી. જમૈકામાં આ પદ્ધતિ સને ૧૮૪૫ માં શરૂ થઇ, સને ૧૮૪૮ માં બંધ થઇ, સને ૧૮૬૦ માં ફરી ચાલુ થઇ, સને ૧૮૬૩ માં ફરી બંધ થઈ, સને ૧૮૬૯ માં વળી ચાલુ થઇ, વળી એકવાર સને ૧૮૭૬ માં બંધ થઇ અને સને ૧૮૭૮ માં પાછી ચાલુ થઇ. નાતાલમાં આ પદ્ધતિનો સને ૧૮૬૦ માં આરંભ થયો, તે સને ૧૮૬૯ માં બંધ કરવામાં આવી, અને સને ૧૮૭૨ માં તે પાછી ચાલુ થઇ. આસામ જેવા નજીકના દેશમાં પણ આ પદ્ધતિ સને ૧૮૫૯ માં દાખલ કરવામાં આવી હતી અને સને ૧૮૬૧, ૧૮૬૮, ૧૮૮૧ તથા ૧૮૯૫ માં એ સંબંધે તપાસ ચલાવવામાં આવી હતી. આમાં સને ૧૯૦૬ માં કરવામાં આવેલી તપાસ મેં ગણી નથી, કારણ તેનો હેતુ તેનાં અનિષ્ટો સંબંધે તપાસ કરવાનો ન હતો. નામદાર સાહેબ, ઉપર જણાવેલી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સરકાર આ સંબંધે હમેશાં ડામાડોળ સ્થિતિમાં રહેલી છે; એક તરફ ગોરા વાવેતર કરાવનારાઓનું આર્થિક હિત જાળવવાની સ્વાભાવિક લાગણી છે અને બીજી તરફ હાલનાં સર્વે રાજ્યોએ સ્વીકારેલા જનદયાના ધોરણ પ્રત્યે માનની લાગણી. છે.

અત્યાર સુધી હું આ સવાલની ઉપર ઉપરની બાબતો સંબંધે બોલ્યો. હવે આ પદ્ધતિના વિરુદ્ધના મુખ્ય મુખ્ય વાંધાઓ વિગતવાર તપાસીશ અને પછી તેના હિમાયતીઓ તેની તરફેણમાં જે દલીલો રજુ કરે છે તે વિષે થોડુંક બોલીશ. આ પદ્ધતિ વિરુદ્ધ મુખ્ય પાંચ વાંધા છે: પહેલો વાંધો એ છે કે આ પદ્ધતિ બીલકુલ અન્યાય્ય છે. નામદાર સાહેબ, આ પદ્ધતિમાં ગરીબ લોકો પાસેથી જે કરાર કરાવી

લેવામાં આવે છે તેનો ગમે તે અર્થ કરવામાં આવે તો પણ તેને શુદ્ધ બુદ્ધિથી કરેલા કરારનું મ્હોટું નામ આપવું એ તો ભાષાનો દુરુપયોગ કર્યા જેવું છે. કારણ તેમાં સડો છેક મૂળેથી લાગેલો છે. ગરીબ મજુરોને સમજાવી પટાવી તેમને સપડાવવાનો ધંધો કરનારા દલાલોનો કોઇ જરા પણ બચાવ કરતું નથી એ બહુ સૂચક વાત છે. એ પણ સર્વમાન્ય છે કે આ દલાલો સાધારણ રીતે કાળા અક્ષરને કૂટી મારે તેવા અને ગમે તે કૃત્ય કરતાં આંચકો ન ખાનારા હોય છે. તેમાંથી જુજ અપવાદ સિવાય કોઈ પણ, જે વસાહત માટે તે મજુરોની ભરતી કરે છે ત્યાં ગયેલો હોતો નથી. અને તેમને માથાદીઠ અમુક રકમ મળતી હોવાથી તેઓ જેટલા બને તેટલા વધારે મજુરોને તેમના પંજામાં ફસાવવાને ગમે તેવા પ્રપંચ રચે છે. પરદેશ જનાર મજુર અને તેના ભવિષ્યના માલેક વચ્ચે આ રાજીખુશીથી થયેલો કરાર છે એમ જણાવી હિંદની સરકાર તેમાંથી ખસી જાય છે. બન્ને પક્ષ જ્યાં આટલી અસમાન સ્થિતિમાં હોય, ત્યાં કરાર વાજબી શી રીતે હોઈ શકે ? એક પક્ષ તદ્દન અજ્ઞાન અને નિરાધાર સ્થિતિમાં હોય છે, ત્યારે બીજો પક્ષ સત્તાવાન્ છે. વળી સામો ગરીબ માણસ કરારથી કેટલા બંધનમાં આવે છે તે તેને જાણવા પણ ન દેવાની તે પૂરી કાળજી રાખે છે. આવા બે પક્ષ વચ્ચે થયેલો કરાર શુદ્ધ બુદ્ધિથી થયેલો કેમ કહી શકાય ? દાખલા તરિકે, કરારમાં ફોજદારી ગુન્હાની શરત છે તે લઈએ. ગીરમીટમાં દાખલ થતી વખતે, તેમાં જનારાઓને જે શરતો સમજાવવામાં આવે છે તેમાં ફોજદારી કાયદા નીચે તેમને રહેવું પડશે તે આવી જતી નથી. સેન્ડર્સન કમિટીના રીપોર્ટના સાતમા ભાગમાં, જુદાં જુદાં વસાહતો માટે કરવામાં આવતા કરારના દસ્તાવેજો-ના નમુના આપવામાં આવેલા છે. મજુરને ખાસ ફોજદારી કાયદાના અમલ નીચે વસાહતમાં રહેવું પડશે તે વિષે એક શબ્દ પણ કોઇ કરારમાં લખેલો નથી. આ મજુરો પરદેશ જવા તૈયાર થાય તે પહેલાં તેમને માત્ર એકજ વાત સમજાવવામાં આવે કે વસાહતોમાં કરાર પ્રમાણે નહિ વર્તવા માટે તેઓ સાધારણ દીવાની રાહે જવાબદાર થશે એટલુંજ

નહિ, પરંતુ નજીવા ગુન્હાઓ માટે પણ તેમને સખ્ત મજુરી સાથેની કેદની સજા થઇ શકે એવા ખાસ ફોજદારી કાયદા નીચે તેમને રહેવું પડશે, તો આવા અજ્ઞાન અને નિરાધાર લોકોમાંથી પણ આ દૂર દેશાવર જવા કેટલા તૈયાર થાય છે તે હું જાણવા માગું છું. એટલા માટેજ હું કહું છું કે આ પદ્ધતિમાં સડો છેક મૂળથી લાગેલો છે. એ કરાર વાજબીજ નથી. એ કરાર બે તદ્દન અસમાન પક્ષો વચ્ચે થાય છે અને તેમાંની ખાસ જણાવવા જેવી બહુજ અગત્યની હકીકતથી એક પક્ષને તદ્દન અજ્ઞાન રાખવામાં આવતો હોવાથી તે દૂષિત છે.

આ દેશમાં ખેડુત લોકોના ખાસ રક્ષણને માટે સરકારે વખતોવખત કાયદા ઘડયા છે. દાખલા તરિકે મુંબાઈ ઇલાકામાં દક્ષિણના ખેડુતોને રાહત આપનારો કાયદો ઘડવામાં આવ્યો છે. થોડા સમય ઉપર પંજાબમાં ખેડુતોને પોતાની જમીન વેચાણથી અથવા બીજી કોઇ રીતે બીજાને આપવાના હક્ક ઉપર અંકુશ મૂકનારો કાયદો ઘડવામાં આવ્યો હતો. આવા કાયદા ઘડવામાં મુખ્ય સિદ્ધાન્ત એ છે કે અજ્ઞાન અને સાધનહીન લોકો, સારી સ્થિતિના અને માહિતગાર માણસોની સમાન ગણી શકાયજ નહિ, અને આવા બે પક્ષો વચ્ચે થયેલો કરાર વાજબી નજ હોય. તેથી સરકારને આવા કરાર કાળજીપૂર્વક તપાસવાનો હક્ક છે, અને તેની ચોક્કસ તપાસ કરીને તે કરારનો કેટલે દરજ્જે અમલ થઇ શકે તે સરકાર નક્કી કરે છે. જ્યાં કરારથી માત્ર દીવાની જવાબદારીજ ઉત્પન્ન થતી હોય છે ત્યાં પણ સરકાર આટલી ચોકસાઇ કરે છે, તો પછી જે કરારથી નિર્બળ પક્ષ ઉપર ફોજદારી જવાબદારી ઉત્પન્ન થતી હોય ત્યાં તો સરકારે ખાસ ચોકસાઇ કરવાની જરૂર છે. તેથી હું કહું છું કે આ પદ્ધતિ તદ્દન અન્યાયયુક્ત છે. આ પદ્ધતિના હિમાયતીઓ જણાવે છે કે વસાહતમાં ગયા પછી મજુરો ઉપર જુલ્મ કે અન્યાય ન થાય તે માટે ઉપાયો યોજવામાં આવેલા છે. દરેક વસાહતમાં "દેશાન્તરનિવાસીઓનો રક્ષક*" એ નામનો એક અમલદાર હોય છે અને તે ગીરમીટીઆ મજુરોની ખાસ સંભાળ રાખે છે. બીજું

* Protector of Immigrants.

ગીરમીટીઆ મજુરો ઉપર તેમના માલેકો કોઇ પણ જાતનું ઘાતકી વર્તન ચલાવે તો તેની સામે તેઓ કાયદેસર દાદ મેળવી શકે તેટલા સારૂ મૅજીસ્ટ્રેટો રાખવામાં આવે છે. નામદાર સાહેબ, તેમની સલામતી માટે યોજેલા આ ઉપાયો કાગળ ઉપર બહુ સુંદર દેખાય છે, પરંતુ વ્યવહારમાં તો આ બન્ને ઉપાયો મૃગજળ જેવા છે. મજુરોનું રક્ષણ કરનારા અમલદારો અને મૅજીસ્ટ્રેટો વસાહતોની સરકારનાજ માણસો હોય છે. તેઓ ત્યાંના વાવેતર કરાવનારાઓની જાતવાળાજ હોય છે. તેમના અને વાવેતર કરાવનારાઓનાં હિત એક હોય છે અને તેથી તેઓ તેમના તરફ સહાનુભૂતિ રાખે છે. મનુષ્ય સ્વભાવજ એવો હોય છે કે જેમની સાથે પોતાને રહેવાનું હોય, જેમની સાથે બેસવા ઉઠવાનું હોય, તેમને નાખુશ ન કરવા—અને તેય વળી ગરીબ, અજ્ઞાન, દૂર દેશથી આવેલા મજુરો માટે? નામદાર સાહેબ, આ સભાને આ બાબતમાં જરાપણ સંશય હોય તો સેન્ડર્સન કમીટીના અહેવાલના બીજા પુસ્તકમાંથી કેટલીક જુબાનીઓ વાંચવાની વિનંતી કરૂં છું. કમાન્ડર કુમ્બ્સ અને મિ. હીલ નામના બે રક્ષકો તથા મોરીસના એક મૅજીસ્ટ્રેટ મિ. બેટસનની જુબાની જોઇ જવાની હું તમને ભલામણ કરૂં છું. કમાન્ડર કુમ્બ્સ વેસ્ટ ઇન્ડીઝમાં આવેલા ત્રિનીદાદમાં મજુરોનો રક્ષક હતો. મિ. હીલ સામુદ્રધુનીનાં વસાહતોમાં મજુરોનો રક્ષક હતો અને મિ. બેટસન મોરીસમાં મૅજીસ્ટ્રેટ હતો. આ ત્રણ સાક્ષીઓમાંથી કમાન્ડર કુમ્બ્સ તો પોતે ગોરા વાવેતર કરાવનારાઓનો મિત્રજ છે એવું નિખાલસ રીતે જણાવે છે. તે કહે છે કે "હું તો માત્ર નામનુંજ મજુરોના રક્ષક તરિકે કામ કરૂં છું. બાકી મારૂં ખરૂં કામ તો જે કામને માટે તેમને લાવવામાં આવે છે તે કામ તેઓ બરાબર કરે છે કે નહિ તે જોવાનું છે." આ વાત તે છુપાવતો નથી. ઉલટ તપાસમાં એમ નીકળે છે કે તે જાતે પણ વાવેતર કરાવે છે અને વાવેતર કરાવનાર તરિકે તેની લાગણી કોના તરફ વધારે હોય તે કોઇ પણ સહજ સમજી શકશે. જો કે તે એમ જણાવે છે કે "હું પોતે ગીરમીટીઆ મજુરો રાખતો નથી." પરંતુ તેની જુબાનીમાંથી નીકળે છે કે વાવેતર કરાવનારા ગોરાઓની

મુશ્કેલીઓથી તે જરા પણ અજાણ્યુ નથી. વાવેતર કરાવનારા ગોરાઓ વિષે બોલતાં, આ ગૃહસ્થ હમેશાં 'તેઓ' ને બદલે 'અમે' શબ્દનો ઉપયોગ કરે છે. કામ થઇ શકતું નથી એવી ફરિયાદ કરનારા મજુરોને તેઓ કેવી રીતે સમજાવે છે તે વિષે બોલતાં તે કહે છેઃ "અમે તેમને બોલાવી મંગાવીએ છીએ અને કહીએ છીએ કે તમને કામ કરવા માટે અહિં લાવવામાં આવ્યા છે. જો તમે કામ નહિ કરો તો તમારે કેદખાનામાં સરકારનું કામ વગર પૈસે કરવું પડશે. એ બેમાંથી તમારે શું પસંદ કરવું એ તમારી મુનસફીની વાત છે." તેની આખી જુબાની ઉપરથી એમજ જણાઇ આવે છે કે એનું અને વાવેતર કરાવનારા ગોરાઓનું હિત સંપૂર્ણ રીતે એકજ છે, અને તેની મજુરો તરફની વિરુદ્ધતા પણ તેમના જેવીજ છે. આવા માણસને મજુરોના રક્ષકનું નામ આપવામાં આવે તે દોષ વિધાતાનોજ કહેવાય ને? બીજો રક્ષક મી. હીલ એક જુદીજ કોટિનો માણસ છે. એવા માણસો જવલ્લેજ જોવામાં આવે છે તે અંગ્રેજના નામને દીપાવે તેવો છે. પોતાની જાતના લોકોની વચ્ચે તેને રહેવાનું હતું, તેમની સાથે સામાજિક અને બીજા વ્યવહારથી તે બંધાયલો હતો, છતાં ગીરમીટીઆ મજુરોનું રક્ષણ કરવા માટે તેણે જબરી હામ ભીડી અને વાવેતર કરાવનારાઓની ઇતરાજી વ્હોરી લીધી. પરિણામ એ આવ્યું કે એની નોકરીની મુદત પૂરી થયા પહેલાં, વાવેતર કરાવનારાઓએ નોકરીમાંથી તેને કાઢી મૂકાવ્યો. તેને લાગ્યું કે પોતાના વખતમાં સામુદ્રધુનીનાં વસાહતોમાં ગીરમીટીઆ મજુરોના મરણનું પ્રમાણ વધી પડયું છે. એટલે તે તરફ તેણે વાવેતર કરાવનારાઓનું ધ્યાન ખેંચ્યું અને મજુરોના આરોગ્ય માટે કાયદા પ્રમાણે જેવો બંદોબસ્ત રાખવો જોઇએ તેવો રખાવવાને તેણે આગ્રહ કર્યો. તેના જવાબમાં વાવેતર કરાવનારાઓએ તેના ઓદ્ધા ઉપરથી તેને ખસેડાવ્યો, અને તેની નોકરીની મુદત પૂરી થતાં પહેલાં બીજા માણસની નીમણુંક કરાવી. આવું વર્તન એ મૂંગે મ્હોએ સહન કરે એવો ન હતો. એટલે બાકી રહેલી મુદતના પગારના ૨૫૦૦) પાઉન્ડ વસાહતને આપવા પડયા. તેમણે પૂરેપૂરો પગાર આપી દીધો

કારણ તેમને એમ લાગ્યું કે મજુરોનું રક્ષણ કરવાના ઓદ્ધા ઉપર એ કાયમ રહે તેના કરતાં આટલી રકમ આપી દેવામાં નુકસાન નથી. હવે હું મોરીસના મૅજીસ્ટ્રેટ મિ. બૅટસનની જુબાની તરફ સભાનું ધ્યાન ખેંચું છું. મજુરોને કેવા નજીવા ગુન્હાઓ માટે અને કેટલીક વાર તો એક ઉદ્ધત શબ્દ બોલવા માટે અથવા તેવો કાંઈ ચાળો કરવા માટે સખ્ત મજુરી સાથેની કેદની સજા થાય છે, એ હું તમને જણાવી ગયો છું. મિ. બૅટસન આ બધી બાબતોની વિરુદ્ધ સખ્ત શબ્દોમાં બોલે છે. મને આપવામાં આવેલા ટૂંક સમયમાં, સભા સમક્ષ આ અગત્યની જુબાનીનો કાંઇ પણ ભાગ આખો વાંચી બતાવી શકું એમ નથી, પરંતુ મિ. બૅટસનનાં બે ત્રણ વાક્યો તરફ હું તમારૂં ધ્યાન ખેંચીશ, એક સ્થળે એ કહે છે કે, "હું આ લોકોને કેદમાં મોકલવાના એક સંચા તરીકે કામ કરતો હતો." બીજે એક સ્થળે જણાવે છે કેઃ "કોઈ પણ મજુર પોતાની તરફેણમાં જુબાની આપનારા સાક્ષીઓ લાવી શકે એ તદ્દન અસંભવિત છે, કારણું બીજા મજુરો સાક્ષી પૂરતાં ડરે છે. જેની વિરૂદ્ધ જુબાની આપવા તૈયાર થાય તેજ માલેકના હાથ નીચે પાછું તેમને કામ કરવાનું રહ્યું." વળી તે જણાવે છે કે, "મજુર પોતાના શરીર ઉપર મારની નિશાની સાથે હાજર થાય તો પણ હુમલો કરવાનો જેના ઉપર આરોપ હોય તેને, બરાબર પૂરાવાને અભાવે શિક્ષા કરી શકાતી નથી." આગળ ઉપર તે જણાવે છે કે, "મજુરોને નજીવા ગુન્હા માટે હાથકડી કરી કેદખાના તરફ લઇ જતા જોવા એ મને ઘણું કમકમાટી ભરેલું લાગતું." આ જુબાની વિષે હવે હું વિશેષ લંબાણથી બોલવા માગતો નથી, પરંતુ આ જુબાની તમે પૂરેપૂરી વાંચી જશો તો, મૅજીસ્ટ્રેટ રાખવાથી મજુરોનો જુલ્મમાંથી બચાવ થઈ શકે એવું કહેનારાઓના વચન ઉપર કેટલો આધાર રાખી શકાય એમ છે તે આપને બરાબર જણાશે. ટૂંકાણમાં સલામતીના સઘળા ઉપાયો મિથ્યા છે અને તે સંબંધે હું બોલવું બંધ કરૂં છું.

મારો ત્રીજો વાંધો એ છે કે આ પદ્ધતિ શરૂ થયાને ૭૫ વર્ષ થયાં ત્યારથી અમારા લોકોને મહાભયંકર દુઃખ સ્હેવાં પડયાં છે. નામદાર

સાહેબ, આ બાબત, જીભ ઉપર યોગ્ય અંકુશ રાખીને બોલવું બહુ મુશ્કેલ છે. તે દુઃખોનો વિચાર કરતાં વજ્ર જેવું કઠોર હૈયું પણ પીગળ્યા વિના રહેશે નહિ. હું નજીવા ગુન્હાઓ માટે ભોગવવી પડતી સખ્ત મજુરી સાથેની કેદની સજા વિષે કહેતો નથી. મજુરોને માર મારવામાં આવે છે અને તે કોઇક વાર સાબીત થઇ શકે છે, પરંતુ ઘણીવાર પૂરાવો નહિ મળી શકવાથી સાબીત નથી થઇ શકતો તે વિષે હું કહેતો નથી. હજારો માણસો, જ્યારે તેમને ખબર પડતી હશે કે તેઓ છેતરાયા છે, તેમને ફસાવવામાં આવ્યા છે અને હવે આમાંથી છુટવાનો એકે આરો નથી, ત્યારે તેમના મનમાં કેવો ધ્રાસકો પડતો હશે તે વિષે હું કહેતો નથી, ઘર ભેગા થવાને તેમનું મન સદા તલસતું હોવાથી તેમનાં જીવન કેવાં અકારાં થઈ પડતાં હશે તે વિષે હું કહેતો નથી. જો કે આ સઘળા આ પદ્ધતિની વિરૂદ્ધ ગંભીર આક્ષેપો છે. પરંતુ તેનાથી પણ વિશેષ ગંભીર આક્ષેપ એ છે કે જે વસાહતોમાં આ પદ્ધતિ છે ત્યાં ભૂતકાળમાં મજુરોનું મરણપ્રમાણ ઘણુંજ ભારે આવેલું છે. આ મરણપ્રમાણ સંબંધે તપાસ કરવા વખતોવખત કમિશન નીમાયાં છે અને તેમાં એ સાબીત પણ થઇ ચૂકયું છે. તેજ કારણને લીધે ગયે વર્ષે મલાયાનાં વસાહતોમાં ગીરમીટીઆ મજુરોને લઇ જતા અટકાવવામાં આવ્યા હતા. આસામના કેટલાક ભાગમાં આજ પણ મરણપ્રમાણ એટલુંજ ભારે છે, એવું કબૂલ કરવામાં આવ્યું છે. આ પદ્ધતિને લીધે અસંખ્ય મજુરો આપઘાત કરે છે. ગરીબ નિર્દોષ લોકો એ પદ્ધતિ નીચે કામ કરીને જીવવા કરતાં પોતાને હાથે જીવનનો અંત લાવવાનું પસંદ કરે છે. આ પદ્ધતિનું આ એક ઘોર લક્ષણ છે. સ્વદેશથી હજારો માઇલ દૂર હોવા છતાં, પોતાની અને પોતાના દેશની વચ્ચે અગાધ સમુદ્રનાં મ્હોટાં મોજાં ઉછળી રહ્યાં છે એમ જાણતા હોવા છતાં, આ લોકો અજ્ઞાન અને ભોળપણને લીધે, પોતાના દેશમાં જવાનો કોઇ પણ જમીન માર્ગ હશે એમ ધારી પોતાને દેશ જવા ચાલી નીકળે છે! કેટલાક આમ નાસી જતાં પકડાઇ જાય છે અને જે સ્થિતિમાંથી છુટવા ઇચ્છતા હોય તેજ સ્થિતિમાં તેમને જબરદસ્તીથી નાંખવામાં આવે છે; કેટલાકને જંગલી પશુઓ

ફાડી ખાય છે અને કેટલાક ભૂખ અને ત્હાડથી મરી જાય છે! નામદાર સાહેબ, આ સમસ્ત દુઃખોનો વિચાર કરતાં કમકમાટી ઉપજે છે આ દુઃખો હમેશાં આ પદ્ધતિની વિરુદ્ધના સાક્ષી રૂપે ખડાં રહેશે. હમણાં જરા સ્થિતિમાં સુધારો કરવામાં આવ્યો છે, પરંતુ મેં ઉપર વર્ણવી તેવી સ્થિતિ જે પદ્ધતિના સ્વરૂપ સાથે અનિવાર્ય રીતે સંકળાયલીજ હોય તેમાં કેટલો અને શો સુધારો થઈ શકે? સને ૧૯૦૧ માં લૉર્ડ કર્ઝને જણાવ્યું હતું તેમ આવી હાડમારીના દાખલા બહુ થોડા હોય તોપણ જે પદ્ધતિમાં આવા થોડા દાખલાઓ પણ બની શકે તે પદ્ધતિ સખ્ત ધિક્કારને પાત્રજ છે.

નામદાર સાહેબ, મારો ચોથો વાંધો એ છે કે આ પદ્ધતિની સાથે ઘોર અનીતિ સમવાય× સંબંધથી જોડાયલી છે. આ વાત બીજાઓ કહે છે એટલુંજ નથી, પરંતુ હિન્દની સરકાર અને સેન્ડર્સન કમિટી પણ સ્વીકારે છે. કમિટીએ બીજા પ્રશ્નો ઉપર વિચાર ચલાવ્યો છે, પરંતુ આ પદ્ધતિની સાથે રહેલી ઘોર અનીતિ કેમ અટકાવી શકાય તેના ઉપાયો સૂચવવાની વાત ઘણીજ સંભાળથી ઉડાવી દીધી છે. દરેક ૧૦૦ મરદે ૪૦ સ્ત્રીઓ લઇ જવાનું પ્રમાણ કાયદાથી નક્કી કરેલું છે. પરંતુ આટલે દૂર જવાને ભાગ્યેજ કોઇ આબરૂદાર સ્ત્રી તૈયાર થાય. જ્યાં ખરી રીતે પુરૂષો પણ જવાને ઇચ્છતા નથી, ત્યાં સ્ત્રીઓની તો વાતજ શી? હિન્દની સરકારે પોતાના એક ખરીતામાં જણાવ્યું હતું કે, કાયદા પ્રમાણે જોઇતી સ્ત્રીઓની સંખ્યા, મજુરોની ભરતી કરનારા દલાલો, ખરાબ ચાલની સ્ત્રીઓ વડે પૂરી કરી લે છે. તેનું વસાહતોમાં શું પરિણામ આવતું હશે તેનું હું વર્ણન કરૂં તે કરતાં સભા કલ્પી લે તેજ વધારે સારૂં છે. નામદાર સાહેબ, આ ઘોર અનીતિ, આ પદ્ધતિમાં પહેલેથીજ ચાલતી આવેલી છે. મિ. જેન્કીન્સ જે પાછળથી કૅનેડાના પહેલા એજન્ટ જનરલ થયા હતા, તેમણે સને ૧૮૭૦ માં કહ્યું હતું કે, ખાસ કોઇ મજુરીના કામ માટે સ્ત્રીઓની ભરતી કરવામાં આવતી નથી. તેમ બેશક તેમને શોભા માટે પણ લઇ જવામાં આવતી નથી. તેઓ જણાવે છે કે, જે મરદો

× જુદા ન પડી શકે તેવા.

માટે આ સ્ત્રીઓને લઇ જવામાં આવે છે તેમની અને એ સ્ત્રીઓની વચ્ચે અનીતિમય વ્યવહાર ચાલે છે એટલુંજ નથી, પરંતુ વાવેતર કરાવનારા ગોરાઓ અને તેમના મુકાદમો પણ આ સ્ત્રીઓની સાથે તેવો વ્યવહાર રાખે છે. કેટલાંક વસાહતોમાં વસતિનો ઘણો ભાગ આવી અનીતિથી ઉત્પન્ન થયેલો છે, એજ હૃદયને આઘાત ઉપજાવનારી વાત છે.

મારો છેલ્લો વાંધો એ છે કે રાષ્ટ્રીય દૃષ્ટિએ આ પદ્ધતિ હિન્દ-વાસીઓને નામોશી લગાડનારી છે. હું નથી ધારતો કે આ વિષયે મારે વધુ બોલવાની જરૂર હોય. જ્યાં જ્યાં આ પદ્ધતિ છે ત્યાં ત્યાં બધાજ હિન્દીઓ, તેઓ ગમે તેવી સ્થિતિના હોય તોપણ, મજુર–કુલી તરિકે ઓળખાય છે. અમારા દેશમાંજ અમે જોઇએ તેટલી અધિકારહીનતા* ભોગવીએ છીએ. તો હું કહું છું કે બીજી સુધરેલી દુનિયાને દેખાડવા અમારા કપાળ ઉપર આ વધારાની છાપ શું કરવા મારો છો ? મારી ખાતરી છે કે જો સરકાર જરાક કલ્પના દોડાવશે અને આ બાબત અમારી લાગણીઓ કેટલી દૂભાતી હશે તેનો વિચાર કરશે તો આ પદ્ધતિને જેમ અને તેમ જલદી નાબુદ કરવાની અગત્ય તેમને તરત જણાશે.

હવે આ પદ્ધતિની તરફેણમાં જે દલીલો રજુ કરવામાં આવે છે તે વિષે હું થોડું વિવેચન કરીશ. આ દલીલો મુખ્યત્વે ત્રણ છે. (૧) ગીરમીટીઆ મજુરી વિના, ઘણાં વસાહતોના ખાંડના તથા બીજા ઉદ્યોગો બંધ પડી જશે. (૨) ગીરમીટ પદ્ધતિથી કામ કરનારા મજુરો પોતાની કમાણીમાંથી આ દેશમાં પૈસા મોકલે છે, તેથી દેશમાં દોલત વધે છે. (૩) ઘણા મજુરો ગીરમીટની મુદત પૂરી થયા પછી સ્વતંત્ર રીતે વસાહતોમાં વસવાટ કરે છે અને એ પૈસે સુખી થાય છે. તેઓ ત્યાં જે સ્થિતિએ પહોંચે છે તેવી સ્થિતિએ પોતાના દેશમાં તેઓ કદી પણ પહોંચી શકે નહિ. નામદાર સાહેબ, આમાંથી પહેલી દલીલને તો હું છેડતોજ નથી. અમને અથવા હિંદની સરકાર–જે અહિં અમારૂં હિત સાચવવા માટે છે–તેમને આ બાબત કાંઇ લેવા દેવા નથી. જો આ જાતની દુષ્ટ પદ્ધતિ વિના વાવેતર કરાવનારા ગોરા લોકો, પોતાના ખાંડના અને

* Disabilities.

બીજા ઉદ્યોગો નજ ચલાવી શકતા હોય તો એ ઉદ્યોગો જેમ જલદી બંધ થાય તેમ સારૂ. એટલે હું બીજી દલીલજ લઇશ. આ દેશની અંદર મજુરો તરફથી આવતા પૈસા સંબંધે એટલુંજ કહેવાનું કે તેઓ પાંચ વર્ષ સુધી ત્યાં મજુરી કરે છે એ જોતાં, તેઓ બચાવીને આ દેશમાં જે મોકલે છે તે ખરેખર નહિ જેવું હોય છે. માથા દીઠ રૂ. ૧૫૦) આવી રીતે હિંદુસ્તાનમાં આવે છે. બહુજ થોડા માણસો રૂ. ૨૦૦) થી વધુ લાવે છે. પાંચ વર્ષના રૂ. ૧૫૦) એટલે એક વર્ષના રૂ. ૩૦) અને મહિનાના રૂ. ૨॥ પડયા. આ કાંઈ વધારે કહેવાય નહિ. મુંબાઇની મીલોના મજુરો પણ આના કરતાં તો વધારે બચાવી શકે છે. પરંતુ જે લોકો કાંઇજ બચાવી શકતા નથી, જેમનાં શરીર અને જોમ તૂટી જાય છે, જેઓ વસાહતોમાંજ મરી જાય છે અથવા જેઓ પાયમાલ હાલતમાં આ દેશમાં પાછા ફરે છે, તેમનું શું ? છેલ્લી દલીલ, વસાહતોમાં નિવાસ કરીને રહેનારા બે પૈસે સુખી થાય છે, તે છે. પ્રથમ તો આવા માણસોની સંખ્યા ઘણીજ જુજ છે. અને બીજું તે લોકોને એવા કાયદા નીચે રહેવું પડે છે કે તેમને મેં ઉપર વર્ણવ્યાં તે સઘળાં દુઃખ અને અપમાનો સહન કરવાં પડે છે. કદાચ થોડા માણસો ગીરમીટની મુદત પૂરી કર્યા પછી ત્યાં રહીને સુખી થતા હશે. તોપણ ઉપરની સઘળી બાબતો ધ્યાનમાં લેતાં કબૂલ કરવુંજ પડશે કે તે માણસોની આબાદી માટે જે મ્હોટો ભોગ આપવો પડે છે તે ઘણોજ વધારે છે.

નામદાર સાહેબ, હવે અત્યારે આ અનિષ્ટો કેટલાં વ્યાપેલાં છે તે બાબત હું ટૂંકમાં ઉલ્લેખ કરીશ. જે વસાહતોમાં પ્રથમ ગીરમીટીઆ મજુરી હતી પણ હાલ નથી તે વસાહતો વિષે હું કાંઇ બોલીશ નહિ. ચાર ફ્રેન્ચ વસાહતોમાં અને એક બ્રિટિશ વસાહતમાં તેનાં દુષ્ટ પરિણામોને લીધે આ પદ્ધતિ નાબુદ કરવામાં આવી છે. એક બ્રિટિશ વસાહતમાં આર્થિક કારણોને લીધે આ પદ્ધતિ બંધ કરવામાં આવી છે અને એક વસાહતમાં પ્રતિકારક ઉપાય તરિકે આપણે મજુરોને લઈ જતા અટકાવ્યા છે. પરંતુ હજી આ પદ્ધતિ વેસ્ટ ઇન્ડીઝનાં ત્રણ બ્રિટિશ વસાહતો—બ્રિટિશ ગિયાના, જમૈકા અને ત્રિનિદાદ—માં ચાલુ છે તથા એક સુરિ-

નામ નામના ઉચ વસાહતમાં પણ પ્રચલિત છે, પરંતુ તે વિષે આપણા નિયમ પ્રમાણે બોલવાનો મને હક્ક નથી. વળી ઑસ્ટ્રેલેશિઆના ક્રાઉન કૉલોની ફિજીમાં પણ એ પદ્ધતિ હજી ચાલુ છે. સામુદ્રધુનીનાં વસાહતોમાં પણ હજી થોડા ગીરમીટીઆ મજુરો મોકલવામાં આવે છે, અને આસામની ઉત્તરના ખીણના પ્રદેશમાં ચાર પાંચ જીલ્લાઓમાં હજી આ પદ્ધતિ ચાલુ છે. જુદાં જુદાં વસાહતોમાં દર વર્ષે પૂરા પાડવામાં આવતા મજુરોની સંખ્યા, ફિજીમાં ૨૦૦૦ થી કાંઇક ઓછી, જમૈકામાં આશરે ૬૦૦, ત્રિનિદાદમાં આશરે ૩૦૦૦ અને બ્રિટિશ ગિયાનામાં લગભગ ૨૨૦૦, એ પ્રમાણે છે. આસામમાં એકંદર ૮૦૦,૦૦૦ મજુરો કામ કરે છે, પરંતુ તેમાંના માત્ર ૨૦,૦૦૦ જ ગીરમીટીઆ છે. પ્રથમ આસામ વિષે વિચાર કરીએ. ત્યાંને લગતી પૂરેપૂરી વિગત તૈયાર કરીને મને આપવા માટે નામદાર મિ. કલાર્કનો મારે આભાર માનવો ઘટે છે. મને લાગે છે કે, સરકારે આવતે વર્ષેથી આસામમાંથી ગીરમીટ પદ્ધતિ તદ્દન બંધ પાડવાનો ઠરાવ કર્યો છે. નામદાર સર ચાર્લ્સ બેઇલીએ પૂર્વ બંગાળામાં આપેલા એક ભાષણમાં થોડાજ દિવસ ઉપર જાહેર કર્યું હતું કે આવતા વર્ષની જુલાઇ માસની પહેલી તારીખથી આ પદ્ધતિ આસામમાં બંધ પડશે. ઘણું કરીને વેપાર ઉદ્યોગ ખાતાના નામદાર મંત્રી એ સંબંધે આજની સભામાં કાંઇક ચોક્કસપણે કહેશે. આસામમાં આવતા વર્ષથી આ પદ્ધતિ બંધ થવાની છે એટલે તે સંબંધે હું કાંઇ બોલતો નથી; તોપણ એટલું મારે જણાવવું જોઇએ કે સને ૧૯૦૬ ની સાલમાં નીમાયલી કમિટીએ પાંચ વર્ષની અંદર આસામમાંથી આ પદ્ધતિ નાબુદ કરવાની ભલામણ કરી હતી. તેમની ઇચ્છા તો તે જલદી બંધ કરવાની હતી, પરંતુ વાવેતર કરાવનારા ગોરાઓને અગવડ ન કરવાના હેતુથી તેઓએ પાંચ વર્ષની મુદત આપવાની સૂચના કરી હતી. તેમની ભલામણ પ્રમાણે આ પદ્ધતિ સને ૧૯૧૧ ની સાલમાં બંધ કરી દેવી જોઇતી હતી, છતાં તે બે વર્ષ વધુ શા માટે ચાલવા દેવામાં આવી તેનું કારણ જાણવા માગું છું. જો કે આ પ્રમાણમાં ન્હાની બાબત છે. આસામમાં તો સરકાર આ પદ્ધતિના કામકાજ ઉપર સારી રીતે દેખરેખ રાખી શકે એમ છે, છતાં ત્યાં પણ તે બંધ પાડવાની તેમને જરૂર જણાઈ

છે; તો દૂરનાં વસાહતોમાં, જ્યાં સરકાર બીલકુલ દેખરેખ રાખી શકે એમ નથી, ત્યાં એ પદ્ધતિ ચાલવા દેવાને મને કાંઇ કારણ જણાતું નથી. આસામમાંથી આ પદ્ધતિ નાબુદ કરવાનો સરકાર વિચાર કરે છે, તેથી આ પદ્ધતિને નાબુદ કરવાની હિમાયત કરનારાઓને મજબુત ટેકો મળે છે.

નામદાર સાહેબ, હવે બીજો સવાલ ગીરમીટની મુદ્દત પૂરી થયા પછી ત્રણ વસાહતોમાં ફરીથી કરાર થઇ શકે છે, તે બાબતનો છે. આ વસાહતોમાંથી નાતાલમાં હમણાંજ ગીરમીટીઆ મજુરોને લઇ જતા અટકાવવામાં આવ્યા છે. મોરીસમાં આર્થિક કારણોને લીધે આ રીત બંધ થઇ છે પણ ફિજીમાં અત્યારે ચાલુ છે. ફરી કરાર કરાવવાની રીત ગીરમીટ પદ્ધતિની દુષ્ટમાં દુષ્ટ બાબત છે. કારણ મજુર જો કે એક વાર તો પાંચ વર્ષને માટે બંધાય છે, પરંતુ આવી રીતે ફરીને કરાર થઇ શકતો હોવાથી તેને નિરંતર ગુલામની સ્થિતિમાં રાખી શકાય છે. નાતાલમાં આ સવાલ ઘણો ગંભીર થઇ પડયો છે. ગીરમીટમાંથી છુટયા પછી ત્યાં સ્વતંત્રપણે વસવાટ કરવા ઇચ્છતા સઘળા માણસો ઉપર, ત્યાંની સરકારે ત્રણ પાઉન્ડનો ( રૂ. ૪૫ ) વાર્ષિક વેરો નાંખ્યો છે. સને ૧૯૦૧ ની સાલ પછી છુટા થયેલા ૧૬ વર્ષની ઉપરના દરેક પુરુષને અને ૧૩ વર્ષની ઉપરની દરેક સ્ત્રીને દર વર્ષે ૩ પાઉન્ડનો વેરો આપવો પડે છે. આનું પરિણામ કેવું આવે? એક દાખલો લઇએ. એક કુટુંબમાં પિતા, માતા અને ચાર છોકરાં—બે છોકરીઓ, તેર અને પંદર વર્ષની અને બે છોકરા તેરથી ન્હાની ઉમરના—એટલાં હોય. તે કુટુંબને દર વર્ષે ચાર જણનો વેરો એટલે ૧૨ પાઉન્ડ (રૂ. ૧૮૦) આપવા પડે છે, એટલે મહિને એક પાઉન્ડ અથવા રૂ. ૧૫ થયા. ત્યાં એક મરદ મજુર સરેરાશ એક માસના ૨૫ શિલિંગ કમાય છે, અને એમ ધારો કે સ્ત્રી અને બે છોકરીઓ મળી ૧૫ શિલિંગ કમાય, તો કુટુમ્બની કુલ માસિક આવક ૪૦ શિલિંગ થાય. આમાંથી અર્ધા એટલે ૨૦ શિલિંગ તો વેરાના આપવા પડે. આ ઉપરાંત બીજા કરો તથા ઘરભાડું આપવાનું હોય છે. આપ હવે વિચાર કરો કે આ બધો ખર્ચ બાદ જતાં ૭ માણસના કુટુમ્બની

ખોરાકી અને કપડાંલત્તાં માટે શું બાકી રહે ? આ વેરાને લીધે આખાં કુટુમ્બોને કુટુમ્બો પાયમાલ થઇ ગયાં છે, પુરુષો પાપને પંથે વળ્યા છે અને સ્ત્રીઓ નિર્લજ્જ જીવન ગાળતી થઇ ગઈ છે, તેમાં કાંઇ આશ્ચર્ય લાગતું નથી. નાતાલના આગેવાન માણુસો આ વાત સ્વીકારે છે. નામદાર સાહેબ, આ વેરો ગરીબ હિન્દીઓને ફરીથી ગીરમીટમાં નાંખવાનો અથવા તો નાતાલમાંથી જતા રહેવાની ફરજ પાડવાનો એક રાક્ષસી પ્રપંચ છે, તેમાં જરા પણ શંકા નથી. તેટલા સારૂ ફરી ગીરમીટનો કરાર ન કરી શકાય એવા ઉપાયો હિન્દની સરકારે બની શકે તેટલા જલદી લેવાની ઘણીજ અગત્ય છે. સાથે સાથે જણાવવાની રજા લઉં છું કે સૅન્ડર્સન કમિટીએ પણ ફરી કરાર કરવાની પદ્ધતિનો અટકાવ કરવાની ભલામણ કરી છે.

હવે થોડુંક બોલીને મારૂં ભાષણ હું સમાપ્ત કરીશ. નામદાર સાહેબ, સરકારની ઉપર આ સવાલની જવાબદારી કાંઇ થોડી નથી. હિન્દની સરકારે આ બાબત પોતે તટસ્થ છે એમ વારંવાર જાહેર કરેલું છે તે હું જાણું છું. તેઓ કહે છે કે આ પદ્ધતિને અમે ઉત્તેજન આપતા નથી, પરંતુ જો લોકો અમુક શરતે જવા તૈયાર થતા હોય તો પછી અમને વચ્ચે પડવાને કાંઈ કારણ નથી. આના જવાબમાં, આ દેશના ખેડુતોના સંબંધમાં સરકારે જે નીતિ અખત્યાર કીધી છે અને જે કાયદા ઘડયા છે તેની સાથે આની સરખામણી કરવાનું હું આપને કહું છું. હું નથી ધારતો કે સરકાર આ પ્રમાણે પોતાની જવાબદારીમાંથી છુટી શકે. મજુરોની ભરતી કરનારા દલાલોને જીલ્લા મૅજીસ્ટ્રેટ ભરતી કરવાના પરવાના આપે છે. એક આજ કૃત્યથી સરકાર આ સંબંધે જવાબદાર થાય છે. કારણ જે માણુસોને સરકાર ભરતી કરવાના પરવાના આપે તે માણુસો મજુરોને લઇ જવા સારૂ તેમને કેવી રીતે સમજાવીને ભોળવે છે, તે માટે પણ સરકાર અમુક અંશે જવાબદાર થાય છે. વળી જે મૅજીસ્ટ્રેટો સમક્ષ આ ગરીબ લોકોને કરાર ઉપર સહી કરવાને લઈ જવામાં આવે છે તેઓ પણ સરકારનાજ નોકરો હોય છે. ત્રીજો મુદ્દો એ છે કે જે ફોજદારી કાયદાનો અમલ આ મજુરો ઉપર

કરવામાં આવે છે, તેનું નામનિશાન પણ કરારમાં હોતું નથી, તો પણ આટલાં બધાં વર્ષો થયાં સરકારે તે સુધારાવવા કાંઇ પણ પ્રયાસ કર્યો નથી. નામદાર સરકારી સભાસદ પાસેથી તેમના જવાબમાં હું આનો ખુલાસો માંગું છું અને પૂછું કે, આ બાબત સરકારે આંખમીચામણાં કેમ કર્યાં? જો ફોજદારી જવાબદારી આ પદ્ધતિમાં એક આવશ્યક બાબત ન હોય તો મારા ઘણા ખરા વાંધા હું ખુશીથી પાછા ખેંચી લઇશ. જો આ કરારમાંથી સરકાર ફોજદારી જવાબદારીનું તત્ત્વ કાઢી નાંખે તો, બાકીનો સવાલ બહુ સરળ થઇ જાય છે, અને હું આ ઠરાવ ઉપર મત લેવાવાનો આગ્રહ કરીશ નહિ. પરંતુ મારા સમજવા પ્રમાણે ફોજદારી જવાબદારી તો આ પદ્ધતિનું આવશ્યક તત્ત્વ છે અને તેના વિના તે કદી પણ નભી શકે નહિ. જો ફોજદારી જવાબદારી આવશ્યકજ હોય તો પરદેશ જનારા મજુરોને કરારનો આ ભાગ, કરાર ઉપર સહી કરતાં પહેલાં સમજાવવામાં આવે એવી આટલાં બધાં વર્ષો સુધી સરકારે ચોકસાઇ કેમ ન કરી? ખરેખર, આ બહુજ ગંભીર પ્રશ્ન છે, કારણ સરકાર આનો ગમે તે જવાબ આપે તોપણ આ દેશમાં દરેક માણસ એમ માને છે કે સરકારની સંમતિ વિના આ પદ્ધતિ આટલી નભી શકેજ નહિ. અત્યારે માત્ર હિંદુસ્તાનમાંથીજ ગીરમીટીઆ મજુરો લઇ જવામાં આવે છે. ખાસ હિંદુસ્તાનને કપાળે આ કાળાટીલી શા માટે હોવી જોઇએ? દુર્ભાગ્યે હિંદુસ્તાનના લોકો અત્યાર સુધી ઉંઘતા હતા, પરંતુ તેઓ હવે જાગૃત થયા છે, આ પ્રશ્નની મહત્તા સમજ્યા છે અને તેમના ધાર્યા પ્રમાણે નહિ થાય ત્યાં સુધી હવે ઝંપીને બેસવાના નથી. હું સરકારને ચેતાવું છું કે, સ્વમાનની અમારી વ્હાલી લાગણીની તે અવગણના ન કરે. અલબત્ત હિંદુસ્તાનની આંતર રાજ્યવ્યવસ્થા સંબંધે અમારે સરકાર સાથે ઘણો મતભેદ છે, પરંતુ તે બાબતો જુદી છે. પરદેશમાં તો હિન્દની સરકારે હમેશાં હિન્દનો જ પક્ષ લેવો જોઇએ. અમારૂં માન, અમારી પ્રતિષ્ઠા, અમારૂં દેશાભિમાન જળવાય, તેમ કરવું જોઇએ, જો તમે અમારો પક્ષ ન લો તો અમે ક્યાં જઇએ.? નામદાર સાહેબ, આ

પદ્ધતિ આટલો સમય ટકી રહી, પરંતુ મને લાગે છે કે હવે તેના દિવસ ભરાઈ ચૂક્યા છે. આસામમાં હવે એ થોડાજ વખતમાં બંધ પડશે અને વસાહતોમાં પણ તે લાંબો સમય ટકી શકશે નહિ. મારી ખાતરી છે કે જે પ્રજાએ ગુલામોને મુક્ત કરવાને કરોડો રૂપીઆ ખર્ચી નાંખ્યા છે તેજ પ્રજા, તેની એક બેનને, છેક ગુલામગિરિમાં તો નહિ, પરંતુ લગભગ તેના જેવીજ સ્થિતિમાં વધુ વખત રહેવા દેશે નહિ. નામદાર સાહેબ, હવે મારા નામ ઉપર જે ઠરાવ છે તે હું રજુ કરૂં છું.

[આ ઠરાવ ઉપર થયેલા વિવાદનો જવાબ આપતાં નામદાર ગોખલે નીચે પ્રમાણે બોલ્યા હતા:]

નામદાર સાહેબ, મારા ઠરાવ વિરુદ્ધ આ સભામાં બે ભાષણ થયાં છે. એક નામદાર મિ. ફ્રીમેન્ટલનું અને બીજું નામદાર મિ. ક્લાર્કનું. પ્રથમ હું મિ. ફ્રીમેન્ટલના ભાષણનો જવાબ આપીશ. તે નામદાર સભાસદે પહેલી જ ફરિયાદ એ કરી અને પાછળથી નામદાર મિ. ક્લાર્કે પણ તેનું તેજ જણાવ્યું કે મેં સૅન્ડર્સન કમિટીની ભલામણોનો માત્ર ઉપલક ઉલ્લેખ કર્યો છે. નામદાર સાહેબ, એ વાત તદ્દન સાચી છે, પરંતુ તેનું કારણ એ છે કે સૅન્ડર્સન કમિટીની ભલામણો વાંચી હું ઘણો નિરાશ થયો હતો. હું ધારૂં છું કે જે દૃષ્ટિબિન્દુથી તે કમિટીએ આ પ્રશ્ન ઉપર વિચાર ચલાવ્યો છે તેજ તદ્દન ભૂલભરેલું છે. પરંતુ તેમાં લવાદપત્રના લખાણનો દોષ છે. હિન્દી પ્રધાનની યાદીના લખાણ ઉપરથી જણાય છે કે તેમણે નીચેના મુદ્દા ઉપર તપાસ કરવાને આ કમિટી નીમી હતી:

"હિન્દમાંથી બ્રિટિશ વસાહતોમાં દેશાન્તર વસવાટનો સામાન્ય પ્રશ્ન અને ખાસ કયાં વસાહતો માટે હિંન્દીઓને દેશાન્તર વસવાટ કરવા ઉત્તેજન આપવું વગેરે."

એટલે કમિટીના સભ્યોને હિન્દમાંથી ગીરમીટીઆ મજુરો લઈ જવા દેવા કે નહિ એનો વિચાર કરવાનો ન હતો, પરંતુ હિન્દીઓને બ્રિટિશ વસાહતોમાં દેશાન્તર વસવાટ કરવાને શી રીતે ઉત્તેજિત કરવા તે હતો. હિન્દી પ્રધાને એમ તો માનીજ લીધું હતું કે હિન્દમાંથી વસાહતો

માટે મજુર લઇ જવા એ જરૂરનું છે. માત્ર તેમને શી રીતે ત્યાં જવાનું ઉત્તેજન આપવું એનોજ વિચાર કરવાનો છે, અને એ કમિટીએ એજ દૃષ્ટિબિન્દુથી આખા સવાલની તપાસ કરી છે. તેને પરિણામે ગીરમીટ પદ્ધતિની વિરુધ્ધની બાબતો ઉપર ઘણે ભાગે ધ્યાન આપવામાં આવ્યું નથી, અને તેની તરફેણની બાબતો ખાસ કરીને આગળ લાવવામાં આવી છે. તે છતાં રીપોર્ટમાં એવાં વાકયો નજરે પડે છે કે, જો આ કમિટી ગીરમીટ પધ્ધતિ નાબુદ કરવાની ભલામણ કરી શકે તેમ હોત તો તે જરૂર તેમ કરત. રીપોર્ટના લખાણ ઉપર સ્હેજ વિચાર કરતાં આ તુરત જણાઇ આવે છે. પરંતુ વસાહતોમાં ગીરમીટથી મજુરોને લઇ જવા સિવાય બીજો રસ્તો નથી અને તેમ કર્યા વિના વસાહતોને મોટી હાનિ પહોંચે એમ છે એવી તેમની ખાતરી થઇ એટલે કમિટી બીજી કાંઇ ભલામણો કરી શકે તેમજ ન હતું.

નામદાર સાહેબ, નામદાર સભાસદ જણાવે છે કે, જો કે કરારમાં ફોજદારી જવાબદારી વિષે કાંઇ લખેલું હોતું નથી અને મજુરોને તે વિષે પ્રથમથી કાંઈ પણ કહેવામાં આવતું નથી, તો પણ તેમને વસાહતોમાં જઇને શું કરવાનું છે તે તો તેઓ જાણતા હોય છે. નામદાર સભાસદના મુખમાંથી આ વચનો નીકળે છે તે અજબ વાત છે. મારા ઠરાવની વિરુદ્ધ પડેલા આ સભાના સરકારી સભાસદ તરીકે નહિ પરંતુ સૅન્ડર્સન કમિટીના એક સભ્ય તરીકે મિ. ફ્રીમેન્ટલને હું આ કહું છું. નામદાર સભાસદે સૅન્ડર્સન કમિટીના રીપોર્ટ ઉપર પોતાની સહી કરી છે. તેમાં નીચે પ્રમાણે લખ્યું છે:

" કમિટી સમક્ષ જુબાની આપનારા ઘણા વસાહતી સાક્ષીઓ પાસેથી અમે સાંભળ્યું છે કે ખેડુત વર્ગમાંથી આવનાર હિન્દી મજુરો વસાહતોમાં બહુ સારી રીતે ગુજારો ચલાવી શકે છે. તેમનામાંથી મ્હોટો ભાગ શેરડીનાં ખેતરોમાં તથા બીજી વાડીઓમાં કામ કરે છે અને કેટલાક પોતાની માલકીની જમીન ઉપર પણ ગુજરાન ચલાવે છે. પરંતુ હિંદ છોડીને જનારા મજુરોમાંથી મ્હોટો ભાગ ભવિષ્યમાં પોતાની સ્થિતિ શું થશે તે બરાબર સમજે છે કે કેમ એ શંકા ભરેલું છે. ત્યાં જનારા ઘણુંખરૂં

ઘરના દુઃખી હોય છે એટલે કોઇ પણ નવી સ્થિતિ તેઓ પસંદ કરે છે. તેઓ ક્યાં તો પોતાનાં માબાપ અથવા જ્ઞાતિજનોથી લડેલા હોય છે અથવા ધંધાની શોધમાં ઘર છોડયા પછી ધંધો મેળવવામાં નિષ્ફળ થયેલા હોય છે. ઘણાની ભરતી તેમના પોતાના ગામમાંથી થયલી હોતી નથી. ભરતી કરનારા દલાલો બજારોમાં અથવા ધોરી રસ્તા ઉપર ફરતા રહે છે અને આવી રીતે રખડતા કોઈ માલુમ પડે તેમને મજુરો ચઢાવવાના મથકે લઇ જઇ, તેમની તરતની જરૂરીયાતો પૂરી પાડીને અથવા ભવિષ્યના લાભોનો તેમને અતિશયોક્તિ ભરેલો ચિતાર આપીને પરદેશ જવાને માટે લલચાવે છે. મરદ મજુરની સાથે તો ઘણે ભાગે તેના કુટુમ્બનો કોઇ માણસ હોતો નથી, અને ઘણી વાર એવું બને છે કે, એના પરદેશ ગયા પછી કેટલેક વર્ષે તે પોતાના કુટુમ્બને કાગળ લખે તે પહેલાં, તેના પરદેશ ગયાની ખબર તેમને ભાગ્યેજ પડે છે. દુકાળ સિવાયના વર્ષોમાં કોઇ પણ એક સ્થળેથી આવા અનાયાસે મળી આવતા મજુરોની સંખ્યા બહુ મ્હોટી હોતી નથી એટલે ભરતી કરનારા દલાલોને તેમની જાળ વધારે વિસ્તારવી પડે છે. દીલ્હી, રજપૂતાના, બુંદેલખંડ વગેરે સ્થળોએ તેઓ પોતાનું કામ ચલાવતા માલુમ પડયા છે. એ ભાગો ઘણી ગીચ વસતિવાળા નથી એટલુંજ નહિ પરંતુ ત્યાં ખેતી અને બીજા ઉદ્યોગો માટે મજુરોની તાણ હોવાની ચાલુ ફરિયાદ છે. કલકત્તામાંથી દર વર્ષે એક હજાર મજુરોનાં નામ નોંધાવવામાં આવે છે. ત્યાં પણ આજ સ્થિતિ છે. કાનપુરમાં તો એથી પણ વધારે ખરાબ સ્થિતિ છે. ત્યાંની વેપારી મંડળીએ* મજુરોની હમેશની તાણ તરફ ઘણે પ્રસંગે ધ્યાન ખેંચ્યું છે અને વસાહતોમાં મજુરો મોકલવાની પદ્ધતિને ઉત્તેજન આપવાની રીતને વખોડી કાઢી છે."

આ ઉપરથી આપ નામદારને જણાશે કે મજુરો, ત્યાં તેમની ભવિષ્યમાં કેવી સ્થિતિ થશે તે વિષે, કેટલું જાણે છે ? અને આવા કરારને કેટલે દરજ્જે રાજીખુશીથી કરેલો કરાર કહી શકાય ?

* Chamber of Commerce.

નામદાર સાહેબ, વળી નામદાર સભાસદ જણાવે છે કે પહેલાં આ પદ્ધતિમાં ઘણાં દુઃખો હતાં, પરંતુ હવે કાંઇ પણ દુઃખ રહ્યું નથી. આના જવાબમાં એક મિ. ફિટઝ પેટ્રિક નામના સાક્ષીએ કમિટીને જે હકીકત જણાવી હતી તે તરફ હું આપનું ધ્યાન ખેંચું છું. મિ. ફ્રીમેન્ટલે પણ તે સાક્ષીની જુબાનીનો ઉલ્લેખ કર્યો છે. મિ. ફિટઝ પેટ્રિક અતિશય હાડમારીના બે દાખલા આપે છે. ગીરમીટીઆ મજુરોના યોગ્ય વર્તાવ માટેના હક્ક સંબંધે વસાહતોમાં અત્યારે કેવી લાગણી ફેલાઇ રહી છે તે પણ આ બે દાખલા ઉપરથી બરાબર જણાય તેમ છે. બન્ને મુકદ્દમા અદાલતમાં ચાલ્યા હતા અને બન્નેમાં તહોમતદારોને સજા થઇ હતી. મિ. ફિટઝ પેટ્રિક નીચે પ્રમાણે કહે છે:—

" ટુંકાણમાં હકીકત આ છે: ત્રિનિદાદમાં હરમીટેજની વાડીમાં ચાર મુકાદમોએ કેટલાક ગીરમીટીઆ મજુરોને માર માર્યો. મજુરોમાં એક સ્ત્રી પણ હતી. આમાંના એક ગીરમીટીઆએ પોતાના ઉપર હુમલો કરવા માટે તથા પોતાને માર મારવા માટે ફરિયાદ કરી અને પેલા મુકાદમોનો દરેકનો દશ દશ શિલિંગ દંડ કરવામાં આવ્યો. સ્ત્રીને એક ફટકો પેઢા ઉપર લાગ્યો હતો. તે ગર્ભવતી હતી. તેને ગર્ભપાત થયો અને તેની જીંદગી ઘણી જોખમમાં આવી પડી. ગુન્હો આવો ગંભીર હોવા છતાં દેશાન્તર વસવાટ ખાતાના અમલદારે મુકાદમો ઉપર, હુમલો કરવાનો અને માર મારવાનો સાદો આરોપ મૂકી તેમને જતા કર્યા. મૅજીસ્ટ્રેટે આરોપીનો બે પાઉન્ડ દંડ કર્યો અને પેલી સ્ત્રીને ત્રણ પાઉન્ડ નુકસાનીના અપાવ્યા. બીજા બે મજુરોને મારવાનું તહોમત ઇન્સ્પેકટરે પાછું ખેંચી લીધું હતું. ત્યારપછી ર૯ મી સપ્ટેમ્બરે ચાર ગીરમીટીઆઓ ઉપર બે મુકાદમોને માર મારવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. તેમનો દંડ ન કરતાં તેમને ત્રણ ત્રણ માસની સખ્ત મજુરીની કેદની સજા કરવામાં આવી હતી.

નામદાર સાહેબ, આ પદ્ધતિમાં હવે કાંઇ દુઃખો રહ્યાં છે કે નહિ તેનો ન્યાય કરવાનુ હવે હું સભાને સોંપું છું.

વળી નામદાર સભાસદ જણાવે છે કે ગુલામગીરિના જેવી મજુરીની

રીત* હિન્દમાં પણ ચાલે છે. જો એમ હોય તો સરકારે તે બાબત તુરત હાથમાં લેવી જોઇએ. આ દેશમાં મજુરીની એવી રીત છે કે નહિ તે મારા જાણ્યામાં નથી, પરંતુ જો આ દેશમાં તેવી રીત હોય તો તે એકદમ બંધ કરવી જોઇએ. હવે મિ. ક્રીમેન્ટલ જે જાતની ગુલામગીરિ જેવી મજુરીની રીત હિન્દમાં હોવાનું જણાવે છે તેમાં અને ગારમીટ પદ્ધતિને લીધે વસાહતોમાં મજુરોને જે ગુલામગીરિ જેવી સ્થિતિ ભોગવવી પડે છે તેમાં શો તફાવત છે તેનો વિચાર કરીએ.

નામદાર સભાસદ જે રીત વિષે કહે છે તેમાં મજુરોને ખાનગી રીતે પકડવાનો શેઠને હક્ક છે? બેદરકારી, નોકરી પર ન જવું, ઉદ્ધતાઇ અને એવા વાંક માટે તેમને સખ્ત મજુરીની સજા થઇ શકે છે? ગીરમીટ પદ્ધતિ સામે મારી ફરિયાદમાં મુખ્ય મુદ્દોજ એ છે. નામદાર સભાસદ વળી સભાને જણાવે છે કે લોકનિયુક્ત સભાસદો આ બાબતમાં આટલી બધી હોહા શામાટે કરે છે એ એમને સમજણ પડતી નથી. તેઓ ચોકખું એમ નથી બોલ્યા પરંતુ એમના બોલવાની મતલબ તો એજ છે. જ્યારે ગુલામગિરી નાબુદ કરવાની દરખાસ્તો લાવવામાં આવેલી ત્યારે પણ આવીજ દલીલો આગળ કરવામાં આવી હતી. આમની સભામાં જ્યારે આ સવાલ ઉઠયો ત્યારે વાવેતર કરાવનારાઓના મિત્રો એમજ કહેતા કે, ગુલામો તેમની સ્થિતિથી સંતુષ્ટ છે છતાં ગુલામગિરી નાબુદ કરાવવા ઇચ્છનારાઓ શા માટે તેમના જીવનના સંતોષ અને શાન્તિનો ભંગ કરવા ઈચ્છતા હશે તે સમજાતું નથી. નામદાર સભાસદે વળી જણાવ્યું કે વસાહતી હિન્દીઓ આ ઠરાવ લાવવા માટે બેશક મારો ઉપકાર નહિજ માને. નામદાર સાહેબ, આ ઠરાવની વિરૂદ્ધ પડવા

* યુરોપમાં જુના વખતમાં જમીનને અંગે માણસો રાખવામાં આવતા. તે માણસ તે જમીન ઉપર જીવન પર્યંત કામ કરવાને બંધાયલો હતો. જમીન વેચાય અને તેનો કબજો બીજા માલેકને સોંપાય તેની સાથે આ માણસનો કબજો પણ સોંપવામાં આવતો. આ માણસો 'સર્ફ' કહેવાતા. તેમની સ્થિતિ લગભગ ગુલામો જેવીજ હતી. રશિયા સિવાયના બીજા બધા દેશોમાં આ રિવાજ હવે બંધ થઈ ગયેલો છે. ભા. ક.

માટે ભલે તેઓ નામદાર સભાસદનો ઉપકાર માને. ગુલામગિરીમાં રહેવાને આતુર ગુલામો તરફથી ગુલામગિરીની તરફદારી કરનારાઓ જેવા ઉપકારની આશા રાખતા હતા, તેવો ઉપકાર નામદાર સભાસદને મુબારક હો! ગુલામીમાંથી છુટવાને નાખુશ ગુલામો તરફથી ગુલામગિરી નાબુદ કરાવવા ઇચ્છનારાઓને જે ફીટકારનો ભય હતો તેવો ફીટકાર ભલે મને મળે!

મિ. ફ્રીમેન્ટલની એક બીજી ટીકાનો પણ મારે જવાબ આપવો જોઇએ. તેમણે જણાવ્યું કે ગીરમીટમાંથી છુટીને પાછા આવેલા મજુરોમાંથી ગયે વર્ષે ૪૭૫ મજુરો ફરી ગીરમીટમાં ગયા. તેઓ કહે છે કે વસાહતોમાં ગીરમીટીઆઓની સ્થિતિ સંતોષજનક હોવાનો આ પૂરાવો છે. પરંતુ હું એટલુંજ પૂછું છું કે ૪૭૫ ગયા તે પાછા ફરેલા કેટલામાંથી? અને જો ત્યાંની સ્થિતિ ખરેખર આકર્ષક હોય તો શા માટે વધારે ન ગયા? હિન્દુસ્તાન પાછા ફર્યાં પછી કેટલાક ગીરમીટીઆઓ શાથી વસાહતમાં પાછા જાય છે તેનો ખુલાસો સૅન્ડર્સન કમિટીના રીપૉર્ટમાંથી વાંચેલો મને યાદ છે. તેમાં એવું કારણ આપ્યું છે કે વસાહતોમાં ઘણાં વર્ષો રહ્યા પછી હિન્દુસ્તાનમાં આ લોકોને ગોઠતું નથી અને કેટલોક વખત આમ તેમ રખડયા પછી બચાવેલા પૈસા ખૂટી જાય એટલે તેઓ વસાહતોમાં ફરી સાહસવૃત્તિથી જાય છે. રક્ષક અમલદારો અને વાવેતર કરાવનારાઓ તેઓ ત્યાં પાછા ફરે તે ઇચ્છતા નથી. પાછા ફરેલા ગીરમીટીઆઓ તરફ તેમનું વલણ કેવું હોય છે તે કમાન્ડર કુમ્બની જુબાનીમાં સ્પષ્ટ જણાઇ આવે છે. અને આશ્ચર્ય તો એ છે કે મારા મિત્ર મિ. ફ્રીમેન્ટલેજ કમાન્ડર કુમ્બની ઉલટ તપાસમાં એ વાત કઢાવી છે કે રક્ષક અમલદારો અને વાવેતર કરાવનારાઓ હિન્દુસ્તાન ગયેલા ગીરમીટીઆઓ વસાહતોમાં પાછા ફરે એ ઇચ્છતા નથી. કારણ તેઓ ત્યાંની સ્થિતિથી બહુ વાકેફ હોવાથી મુસાફરી દરમ્યાન બીજા ગીરમીટીઆઓના કાન ભંભેરશે એવી તેમને ધાસ્તી રહે છે.

મિ. ફ્રિમેન્ટલે નીચેના શબ્દોમાં આ બાબત ટીકા કરેલી છે:

"તમે હિન્દુસ્તાન પાછા ગયેલા ગીરમીટીઆઓને ફરી અહિં

લાવવાની તરફેણમાં નથી એનો અર્થ એમજ નીકળે છે કે તમે વસાહત-માંની સ્થિતિથી અહિં આવનારાઓને અંધારામાં રાખવા માંગો છો."

આમ છતાં હિંદુસ્તાન પાછા આવેલામાંથી ૪૭૫ ફરી ગીરમીટમાં દાખલ થયા તે હકીકત, વસાહતોમાં સ્થિતિ સંતોષકારક હોવાની નિશાની છે એમ તેઓ કહે છે તે સાંભળી મને આશ્ચર્ય થાય છે.

હવે હું નામદાર મિ. ક્લાર્કની દલીલોનો જવાબ આપીશ. કરાર-નામામાં, ફોજદારી જવાબદારી વિષે કેમ લખેલું હોતું નથી તે બાબત તપાસ કરવાનું તેમણે વચન આપ્યું છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું. હું આશા રાખું છું કે તપાસ સંતોષકારક રીતે કરવામાં આવશે અને ભવિષ્યમાં સઘળા કરારનામામાં આ બાબત સ્પષ્ટ રીતે જણાવવામાં આવશે હમણાંજ સ્વતંત્ર થયેલાં સીદી લોકો પણ ગીરમીટમાં દાખલ થવાનું ધિક્કારી કાઢે છે તેને હું અગત્યની બાબત ગણું છું અને તે ઉપરથી ગીરમીટીઆ મજુરીમાં કાંઇક હીણપદ લગાડનારૂં હોવું જોઇએ એમ હું અનુમાન કરૂં છું તે માટે નામદાર સભાસદને આશ્ચર્ય થાય છે. નામદાર સાહેબ, સૅન્ડર્સન કમિટીના રીપૉર્ટના ત્રીજા પુસ્તકમાંથી સ્વતંત્ર થયેલા સીદી લોકોનો ગીરમીટ પદ્ધતિ માટે કેવો મત છે તે માલમ પડશે. જમૈકામાં સ્વતંત્ર થયેલા ઘણા સીદી લોકો મજુરી કરે છે, પરંતુ તેમની મજુરીનો દર હિન્દી ગીરમીટીઆઓ કરતાં વધારે હોય છે અને વાવેતર કરાવનારાઓ વધારે પૈસા આપવા ખુશ નથી હોતા, કારણ તેમને તેટલો ઓછો નફો થાય. તેનું પરિણામ એ આવ્યું છે કે સીદી લોકો જમૈકા છોડીને જતા રહે છે. તે વસાહતના બૅપ્ટિસ્ટ યુનિયને તેમની એક અરજીમાં જણાવ્યું છે કે જમૈકામાં સીદી લોકોને ધંધો ન મળવાથી તેમને પરદેશ જતા રહેવું પડે છે. તેમને જોઇએ તેટલી મજુરી મળતી નથી. તેમને જે મજુરી આપવામાં આવે છે તેથી તેમને સંતોષ થતો નથી. અને તેથી તેમને તેમની જન્મભૂમિ—જ્યાં તેમણે આખી જીંદગી કાઢી હોય છે—ત્યાંથી દેશાન્તર વસવાટ કરવો પડે છે. આ ઉપરથી સભાની ખાતરી થશે કે સ્વતંત્ર થયેલા સીદી લોકો ગીરમીટ પદ્ધતિ પોતાને લાયકની ગણતા નથી. એટલે આ પદ્ધતિ સ્વતંત્ર અથવા ગુલામ-

ગિરીમાંથી છુટા થયેલા લોકોને માટે પણ યોગ્ય નથી એમ જે અનુમાન કાઢયું છે તે વાજબીજ છે. આ એકજ કારણ આ પદ્ધતિને ધિક્કારી કાઢવા માટે પૂરતું છે.

નામદાર સાહેબ, વળી નામદાર સભાસદ જણાવે છે કે ગીરમીટીઆ મજુરો અહિંથી નીકળતા પહેલાં તેમને કેવી સ્થિતિમાં ત્યાં રહેવાનું થશે તે વિષે કદાચ નહિ જાણતા હોય તોપણ તેઓ વસાહતમાં પહોંચે કે તુરત તેમને તે સમજાવવામાં આવે છે. પોતાના દેશથી દશ હજાર માઇલ દૂર ગયા પછી એ સમજવાથી તેમને શો ફાયદો ? અહિંથી નીકળતાં પહેલાં સમજાવવામાં આવે તો તો કાંઈ ઠીક વાત છે.

નામદાર મિ. કલાર્કઃ નામદાર સભાસદ મારૂં કહેવું સમજ્યા નથી. મેં એમ કહ્યું હતું કે કરારની શરતો જ્યારે તેમનાં નામ નોંધાવવામાં આવે ત્યારે અને વળી ફરીથી મજુરો ચઢાવવાના મથક ઉપર જહાજમાં બેઠા પહેલાં તેમને સમજાવવામાં આવે છે.

નામદાર ગોખલેઃ હું સમજ્યો હતો કે નામદાર સભાસદ એમ કહેવા ઇચ્છે છે કે વસાહતમાં પહોંચ્યા પછી તેમને એ શરતો સમજાવવામાં આવે છે. તે ગમે તેમ હોય પરંતુ તેમની ફોજદારી જવાબદારી વિષે તેમને કહેવામાં આવતું નથી અને તેજ મારી મુખ્ય દલીલ છે. નામદાર સભાસદ બીજી એક વાત જણાવે છે કે વસાહતોમાં ગીરમીટીઆ મજુરો સંબંધીના જે કાયદા છે તેમાં હિન્દની સરકારની સંમતિ લેવાયલી હોય છે.

નામદાર મિ. કલાર્કઃ નામદાર સભાસદને ફરી રોકવા માટે હું દિલગીર છું. વસાહતના કાયદાઓ માટે હિન્દની સરકારની સંમતિ જોઇતી નથી મેં એમ જણાવ્યું હતું કે વસાહતના કાયદા અથવા તેનો અમલ આપણને વાંધા ભરેલો લાગે તો હિન્દની સરકાર મજુરોને પરદેશ લઇ જતા અટકાવી શકે છે.

નામદાર ગોખલેઃ નામદાર સભાસદનું કહેવું હું બરાબર સાંભળી ન શકયો તે માટે હું ઘણો દિલગીર છું. તેમના કહેવાની મારા મન ઉપર જે છાપ રહી ગઇ હતી તે પ્રમાણે હું બોલ્યો. તોપણ વસાહતોમાં પસાર

કરવામાં આવતા કાયદાને હિન્દની સરકાર સાધારણ રીતે હમેશાં સંમતિ આપે છે તેનો એક દાખલો હું તમને આપીશ. ગીરમીટમાંથી છુટેલા માણસો ઉપર સને ૧૮૯૫ માં નાતાલમાં ત્રણ પાઉન્ડનો વેરો નાંખવામાં આવ્યો હતો. તેને હિન્દની સરકારે સંમતિ આપી હતી. મારી ખાતરી છે કે આ સંમતિ જ્ઞાનપૂર્વક આપવામાં આવી ન હતી. તે વખતે વેપાર અને ઉદ્યોગનું જુદું ખાતું ન હતું અને તે વખતના સાધારણ શિરસ્તા મુજબ કામ થયેલું. કોઇ ઉપ–મંત્રિએ કહ્યું હશે કે આ કાયદામાં કાંઇ વાંધાભરેલું જણાતું નથી. એટલે હિન્દની સરકારે નાતાલની સરકારને પોતાની સંમતિ જણાવેલી. એમ બનેલું હોવું જોઇએ. આવી રીતે વસાહતોના કાયદાને સંમતિ અપાય છે અને આજ પ્રમાણે આટલે દૂરથી તેનો કેવો અમલ થાય છે તેની તપાસ રાખવામાં આવે છે. નામદાર સભાસદ વળી જણાવે છે કે મજુરોની ફરિયાદો સાંભળવા માટે કાયદામાં લખાણ છે અને ફરિયાદો સાંભળવા માટે રક્ષક અમલદાર સ્થળે સ્થળે ફરતો રહે છે. કમાન્ડર કુમ્બ્સ આપણને જણાવે છે કે તે દરેક જમીનદારીમાં વર્ષમાં ત્રણવાર જાય છે. પણ ત્યાં જઇને શું કરે છે? જતા પહેલાં જમીનદારીના વહીવટદારને ખબર આપે છે અને ત્યાં તેની સાથે ને સાથે ફરે છે. વાવેતર કરાવનાર પોતે રક્ષક અમલદારની સાથે હોય છે. વળી તેના આવવાની વહીવટદારને પ્રથમથી ખબર આપેલી હોય એટલે તેણે બધું ઠીકઠાક કરી દીધું હોય. તેવા સંજોગોમાં મજુર કેવી રીતે ફરિઆદ કરવાની હિંમત કરી શકે? નામદાર સાહેબ, ઉપરથી સારૂં સારૂં દેખાડી મન મનાવવાની આ બધી વાતો છે બાકી એમાં કાંઇ વજુદ નથી.

નામદાર સર વિઠલદાસ ઠાકરસીએ એવી દલીલ કરી હતી કે આવી રીતે મજુરોને પરદેશ લઇ જવા દેવાથી હિન્દના ઉદ્યોગો માટે મજુરોની તાણ પડે છે તેના જવાબમાં નામદાર સભાસદે જણાવ્યું કે આટલા મજુરો પરદેશ જાય તેથી કાંઇ હિન્દમાં મજુરોની મ્હોટી ખોટ પડવાની નથી. પરંતુ જેમ મજુરો ઘણા ઓછા જાય છે તેમ તેમના તરફથી જે પૈસા હિન્દમાં આવે છે તે પણ નહિ જેવાજ છે. એટલે આ પ્રશ્ન ઉપર વિચાર ચલાવવામાં આ બન્ને બાબતો ધ્યાનમાં લેવા જેવી નથી.

નામદાર સભાસદનો એવો મત છે કે વસાહતો સામ્રાજ્યનાં અંગ છે અને જો કે તેમના લાભાલાભના સવાલ સાથે આપણે સીધી રીતે કાંઈ સંબંધ નથી તો પણ આખા સામ્રાજ્યનું હિત જોતાં આપણે તે તરફ દુર્લક્ષ રાખવું ન જોઈએ. નામદાર સાહેબ, આનો જવાબ એટલો જ છે કે વસાહતો જેમ સામ્રાજ્યનાં અંગ છે તેમ હિન્દ પણ સામ્રાજ્યનું એક અંગ છે. સ્વરાજ્ય ભોગવનારાં વસાહતો આ વાત કદી લક્ષમાં રાખે છે? તેમણે અમારે માટે એવું શું કર્યું છે અને કઇ રીતે તેમના તરફ અમારી ફરજ છે કે તેમના હિતનો પ્રશ્ન વિચારીને જે સ્થિતિ લગભગ ગુલામગિરી જેવી છે તે અમે સહન કરીએ? વળી જેમ વસાહતોના અને હિન્દના લોકો સામ્રાજ્યની પ્રજા છે તેજ પ્રમાણે સ્વતંત્ર થયેલા સીદી લોકો પણ સામ્રાજ્યની પ્રજા છે. તેમની દશા કેવી થાય છે? સેન્ડર્સન કમિટીના રીપૉર્ટની પૂરવણીમાં, આ અવગણના પામેલા લોકોને પોતાની જન્મભૂમિમાંથી ધંધો ન મળવાને લીધે કેવી રીતે દેશાન્તર વસવાટ કરવાની ફરજ પડે છે તેનું હૃદયદ્રાવક વર્ણન આપેલું છે.

અન્તે, મેં આ પદ્ધતિને ગુલામગિરી સાથે સરખાવી તેની સામે નામદાર સભાસદ વાંધો ઉઠાવે છે. આ પૂરેપૂરી ગુલામગિરી નથી એ વાત ખરી છે. પરંતુ સાથે એ વાત પણ ખરી છે કે ગુલામગિરી કરતાં એ કાંઇજ સારી નથી. ગુલામગિરીની માફક આમાં પણ માલેકને ખાનગી રીતે મજુરને પકડવાનો હક્ક છે. વળી મજુર પોતાના માલેકની નોકરી કરવાને પાંચ વર્ષ માટે બંધાયેલો હોય છે અને તે મુદત દરમ્યાન તે કરારમાંથી છુટો થઇ શકતો નથી. આ ઉપરાંત નજીવા ગુન્હાઓ માટે સખ્ત સજાઓ ખમવી પડે છે. એટલે આ પદ્ધતિને ચોખ્ખી ગુલામગિરી ન કહીએ તો પણ એ ગુલામગિરીની બ્હેનજ છે.

હવે મારે થોડુંજ કહેવાનું છે. સરકાર આ ઠરાવ સ્વીકારશે એમ જણાતું નથી, એટલે તે રદજ થવાનો એ નક્કી છે. પરંતુ તેથી આ વાતનો અંત આવી ગયો એમ સમજવાનું નથી. સભાએ ખાતરી રાખવી કે આ ઠરાવ વારંવાર સભામાં લાવવામાં આવશે અને અમે તે પસાર

કરાવીશું ત્યારેજ જંપીશું.* અમારા રાષ્ટ્રના સ્વમાનનો તેમાં સવાલ રહેલો છે, એટલે સરકાર આ ઠરાવ સ્વીકારવાની જરૂર વ્હેલી સમજે તેમાંજ બન્ને પક્ષને લાભ છે.



* નામદાર ગોખલેના ધારવા પ્રમાણે આ ઠરાવ તો રદ્દ થયો હતો, પરંતુ તેમની ભવિષ્યવાણી ખરી પડી. સને ૧૯૧૬-૧૭ માં થયેલી ભારે ચળવળને પરિણામે નામદાર માલવીયાજીનો આ પદ્ધતિ બંધ કરવાનો ઠરાવ વડી ધારાસભામાં પસાર થઈ ગયો છે.

પા. ૪૭ મે છઠ્ઠી લીટીમાં ' આવ્યા હતા. ' પછી નીચેનો ભાગ ઉમેરીને વાંચવું:—

નામદાર ગોખલેએ તે પ્રશ્નની અગત્ય ઓળખી, તેમાં ઘણો રસ લીધો. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં દુઃખ તરફ દિલસોજી બતાવવાની સભા ભરવાનું પૂછતાંજ તેમણે કહ્યું હતું કે, " હા, હા. પુનામાં સભા ભરાશે અને તેમાં હું બોલીશ. " દક્ષિણ આફ્રિકાના હિંદીઓને મદદ કેમ કરવી એજ વાત તેમના મનમાં હોવાથી, તેમણે તે વખતે ગાંધીજીને ખુલ્લા દિલથી આવકાર આપ્યો હતો. ત્યાર પછી ૧૯૦૧ ની કલકત્તાની કૉન્ગ્રેસમાં ગાંધીજીને ફરી તેમની ઉત્સાહભરી મદદ કરી.



શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી.

દક્ષિણ આફ્રિકાની લડતના મુખ્ય નાયક.

લડત શરૂ થઈ ત્યારે, સને ૧૯૦૬ માં.

# દક્ષિણ આફ્રિકાની લડત.

આ પુસ્તકમાં દક્ષિણ આફ્રિકાની લડત સંબંધીનાં નામદાર ગોખલેનાં સને ૧૯૦૫ પછીનાં ભાષણો છે. પરંતુ તે ઉપરથી વાચકે એમ નથી ધારવાનું કે, તેઓએ દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન ઉપર ત્યારથી જ ધ્યાન આપવા માંડયું. સને ૧૮૯૬ માં મહાત્મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધે હિંદમાં અળવળ કરવા માટે પુનાની કૉન્ગ્રેસમાં આવ્યા હતા. તે વખતની તેમની સ્થિતિનું તેઓએ એક વખત વર્ણન આપ્યું હતું કેઃ " હું તો કેવળ બીન અનુભવી જવાન હતો. હિંદના આગેવાનોને માત્ર નામથીજ જાણતો. મ્હને તો કોઇ ઓળખતું નહિ. દક્ષિણ આફ્રિકાની બધી વાત મેં ગોખલેજીને કહેલી અને તેમણે મને તે સંબંધી ઠરાવ ઘડીને તૈયાર રાખવા કહેલું. સબ-જેક્ટસ કમિટીમાં છેક કામ પૂરૂં થવા આવ્યું પણ મારા ઠરાવની વાત કરવાની મ્હારી હિંમત ચાલે નહિ. હું બહુ ગભરાવા લાગ્યો. હું ઠરાવની વાત કરૂં નહિં તો તો મારૂં કાંઇજ કામ ન થાય. તે પ્રસંગે મને પ્રોત્સાહન મળે તેવાં વચને ગોખલેજી બોલ્યાઃ 'તમારો ઠરાવ લાવો.' પછી કમિટીને તેમણે કહ્યુંઃ 'દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના પ્રશ્ન સંબંધે મિ. ગાંધીનો ઠરાવ છે તે આપણે મૂકવોજ પડશે.' આ ઉપરથી દેશાન્તર વસવાટના પ્રશ્નની અગત્ય પહેલેથી જ નામદાર ગોખલે કેટલી ગણતા તે સહજ સમજાશે.

તે નામદારે હિંદુસ્તાનની બહાર વસતા હિંદી ભાઇઓને માટે શું કર્યું છે તે વિષે આ પુસ્તકમાં છાપેલાં ભાષણો પરથી કેટલુંક જાણી શકાય તેમ છે. કેટલુંકજ જાણી શકાશે, કારણ તેમણે કરેલા પ્રયાસનો પૂરો અહેવાલ હજી સુધી હિંદી પ્રજા સમક્ષ મુકાયો નથી. તે જ્યારે મુકાશે ત્યારે ઇતિહાસમાં એક નવું અને રસિક પ્રકરણ ઉમેરાશે એમાં શક નથી. ૧૯૧૩ ની સાલમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડત જ્યારે પૂર જોસથી ચાલી રહી હતી ત્યારે હિંદુસ્તાનમાં જે ભારે ખળ-

ભળાટ થયેલો તેના મૂખ્ય નાયક નામદાર ગોખલે હતા એ વાત મશહુર છે. તે વખતે તેમની તબીયત બહુ ચિંતાજનક સ્થિતિમાં હતી; અને જ્યારે જીંદગીની ખાતર સંપૂર્ણ આરામ અને શાંતિ જાળવવાનો તેમને આગ્રહ કરવામાં આવતો હતો ત્યારે આ સવાલ સારૂ ભારે કામનો અને ચિંતાનો બોજો ઉઠાવવામાં તેમણે ઉણપ રાખી નહિ. દક્ષિણ આફ્રિકાના કામ માટે તેમણે જે પરિશ્રમ વેઠયો તેથી તેમની જીંદગીનાં દશેક વર્ષ તો ઓછાં થયાં હોવાં જોઇએ, એવું તેમના દાક્તરોનું માનવું છે.

નામદાર ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં પ્રવાસ કરતાં આપેલાં ભાષણોમાંથી કેટલાંક મૂખ્યનો તરજુમો અહીં આપ્યો છે અને તે ઉપરાંત હિંદુસ્તાનમાં જુદે જુદે સમયે જુદે જુદે સ્થળે આપેલાં ભાષણોમાંથી પણ કેટલાંક જાણવા જેવાં અહીં લીધેલાં છે. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને શાં શાં દુઃખ હતાં અને તે દૂર કરવા તેમણે કેવી બહાદૂરીભરી લડત ચલાવી તેનો સંપૂર્ણ ખ્યાલ આ ભાષણો ઉપરથી મળી શકશે.

ઉપર કહી ગયા કે, ટ્રાંસવાલના હિંદીઓની લડત જાગી તે પહેલાં વર્ષો થયાં નામદાર ગોખલે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના સવાલ તરફ ધ્યાન આપતા હતા; અને જેમ જેમ તે સવાલ વધારે તીખો થતો ગયો તેમ તેમ તેમની કાળજી વધતી ગઈ. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ વર્ષો થયાં જેને માટે મથી રહ્યા હતા તે, ગીરમીટીયા મોકલવાનું બંધ કરવાનો ઠરાવ હિંદુસ્થાનની વડી ધારાસભામાં પસાર કરાવી તેજ વરસે એટલે ૧૯૧૧ માં કલકત્તાની કોંગ્રેસમાં તેમણે જાહેર કર્યું કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની મુશીબતોનો જાતે અનુભવ લેવા પોતે આફ્રિકા જનાર છે. હિન્દુસ્તાનમાં તેમજ દક્ષિણ આફ્રિકામાં સર્વે હિન્દીઓએ એ વાતને વધાવી લીધી અને તેનાં શુભ પરિણામોની આશા સહુ રાખી રહ્યા. બીજી તરફથી શાહેનશાહી સરકાર ચિંતામાં પડી કે હિન્દુસ્તાનના આ માનવંતા પ્રતિનિધિ તરફ દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજા તેમજ સરકાર રખેને ઉચ્છૃંખલ વર્તાવ ચલાવે અને તેથી આખા

હિદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની આબરૂ રખેને હલકી પડે. શાહેનશાહી સરકારની આ બીતિની અસર દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકાર પર પણ થઇ અને તેથી નામદાર ગોખલેનો પ્રવાસ સુખરૂપ નિવડે તેની તજવીજમાં તે બરાબર રહી. પ્રવાસ દરમ્યાન ગોરી પ્રજાના શંકાશીલ હૃદયનું દર્શન કોઇક કોઇક વર્તમાનપત્રના ઉદ્ગારોમાંથી થઇ આવતું હતું, છતાં તેઓ આ માનવંતા હિન્દી પરોણાને બાદશાહી માન આપવામાં હિન્દીઓની સાથે મળી ગયા હતા, અને નામદાર ગોખલેને માન આપવામાં પોતાનેજ માન ખાટવાનું છે એવી તેઓની લાગણી દેખાઇ આવતી હતી. ગોખલેએ દક્ષિણ આફ્રિકાને કિનારે પગ દીધો ત્યારથી તે કિનારો છોડયો ત્યાં સુધીમાં જે કાર્ય કરી બતાવ્યું ( તેમના આફ્રિકાના ૨૭ દિવસના પ્રવાસની રોજનિશી પુસ્તકને અન્તે આપી છે) તેથી યુનિયનનાં બધાં વસાહતોની ગોરી પ્રજા તેમજ રાજ્યાધિકારીઓ છક થઈ ગયા; એટલુંજ નહિ પરંતુ યુનિયન કરતાં પણ વધુ વિશાળ રાજ્યની ધુરા ધારણ કરવાની શક્તિ હિંદીઓમાં છે એમ તેઓને ખાતરી થઇ, એ ત્યાંના મૂખ્ય પત્રકારો તેમજ રાજ્યાધિકારીઓએ તે વખતે ઉચ્ચારેલા વચનોથી સાબીત થાય છે. હિંદી પ્રજા તો માત્ર કુલી–મજુર વર્ગ—ની બનેલી છે એવી તેઓની માન્યતા ઉપર આ પ્રસંગની ભારે અસર થઇ. જે જે વસાહતમાંથી ગોખલેજી પસાર થયા ત્યાંના સ્થાનિક સવાલોનો પોતે બારીક અભ્યાસ કર્યો, જુદા જુદા પક્ષના ગોરા આગેવાનોને મળ્યા, તેઓની સાથે ચર્ચા કરી અને તેમના ઉપર પોતાના મિત્રભાવના તથા ન્યાયવૃત્તિ અને ઉદારતાની ઉંડી છાપ પાડી. ત્યાંથી જે અનુભવ લઇને તેઓ હિંદુસ્તાનમાં આવ્યા તેનેજ પરિણામે સને ૧૯૧૩ ની છેલ્લી પણ સખ્ત લડત સમયે માજી વાઇસરૉય નામદાર હાર્ડીંગ સાહેબને મુખે દિલાસાભર્યો સંદેશો દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પર મોકલાયો. તે પ્રસંગ બહુ કટાકટીનો હતો, દક્ષિણ આફ્રિકામાં મરણીઆ થયેલા હિંદીઓ તરફથી ગોખલેને દરરોજ લાંબા લાંબા તારો મળતા અને એક તરફથી તેઓ તેવાજ લાંબા તારોથી તેમને દિલાસો આપતા અને બીજી તરફથી પોતાને મળેલી હકીકત જાહેરનામા રૂપે

દેશ સમક્ષ મૂકતા અને લડત જોસથી ચલાવવા માટે રાષ્ટ્ર પાસે પૈસાની માંગણી કરતા. તે વખતે તેઓ જાણે સ્વરાજ્ય ભોગવતા હિંદી રાષ્ટ્રના પ્રમુખ હોય નહિ તેવા લાગતા અને ગુલામગીરિ રદ કરાવવા માટે લડત ચલાવવા સારૂ રાષ્ટ્ર પાસે મદદ માંગનાર પ્રેસિડેન્ટ અબ્રાહમ લિંકનનું સ્મરણ કરાવતા. દક્ષિણ આફ્રિકાના હિંદીઓની બધી તકલીફોનો અંત હજી આવ્યો નથી એ વાત ખરી છે છતાં તેનો નિવેડો લાવવામાં હિંદી અને ગોરી પ્રજા કેટલે સુધી એકમત થઇ શકે એમ છે એ સ્પષ્ટ કરવામાં નામદાર ગોખલે પોતાનું હૃદય રેડી માર્ગ મોકળો કરી ગયા છે. ભા. ક.



# ટ્રાન્સવાલમાં હિન્દીઓની સ્થિતિ.

[ સને ૧૯૦૯ ના સપ્ટેમ્બરની ૯ મી તારીખે મુંબાઈના ટાઉન હૉલમાં જાહેર સભા સમક્ષ નામદાર ગોખલેએ કરેલું ભાષણઃ ]

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,—

ગયા વર્ષના આરંભમાં આજ હૉલમાં નામદાર આગાખાનના પ્રમુખપણા નીચે એક જાહેર સભા મળી હતી તેમાં જે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો તેની સાથે આ ઠરાવનો પહેલો ભાગ માત્ર તાત્પર્યમાંજ મળતો છે એમ નથી પણ તેના શબ્દો પણ એના એજ છે. તે વાતને આજે ૧૮ માસ વીતી ગયા અને આજે આપણે ફરી તેનો તેજ ઠરાવ લાવવો પડે છે. તેજ બતાવી આપે છે કે હજી કાંઈ દાદ મળી નથી અને દરમ્યાન સમય, ટ્રાન્સવાલમાં આપણા ભાઈઓને, દુઃખ અને કલેશની એક લાંબી રાત્રી જેવો ગયો છે. ગૃહસ્થો, ગઈ સભા મળી હતી તે સમયના કરતાં તો આજે સ્થિતિ અત્યંત ખરાબ છે. તે વખતે તો બરાબર લડત શરૂ થયે એક માસજ થયો હતો અને એવું બન્યું કે મુંબાઈની સભા મળી તેને બીજેજ દીવસે શ્રીયુત્ ગાંધી અને જનરલ સ્મટસ વચ્ચે સમાધાન થયું. તે દેખીતી રીતે તો બન્ને પક્ષનાં માન જળવાવાની અને શાન્તિ સચવાવાની આશા આપનારૂં હતું. ટ્રાન્સવાલમાં હિંદીઓની કુલ ૮,૦૦૦ ની વસ્તીમાંથી ૭,૫૦૦ માણસો પહેલી લડતમાં જોડાયા હતા. આજે તે વસાહતમાં હિંદીઓની કુલ વસ્તી ઘટીને ૬,૦૦૦ થઈ ગઈ છે. અને જો કે તેમાંના ઘણાખરાની આ ફરી ઉપડેલી લડત પ્રત્યે અત્યંત સહાનુભૂતિ છે અને તેઓ નાણાંની મદદ કરે છે, પરંતુ સીતમનો ખરો સપાટો તો, ભડવીર ગાંધીજીની સરદારી નીચે એક ૫૦૦ માણસોની બહાદુર ટુકડીએજ ઝીલ્યો છે. ગાંધીજીમાં અક્ષય્ય આત્મતેજ છે. ધડ પરથી શિશ વેગળું મૂકીને ઝુઝનારા વીરાઓની જાતના તે છે. ગૃહસ્થો, આપણે સઘળા આ લડત બહુ ઇન્તેજારીથી અને અત્યંત ઘૃણા તથા દુઃખ સાથે નિરખી રહ્યા છીએ. તેમાં માત્ર આપણા દેશીભાઈઓનો બહાદુર ટકાવ જોઈનેજ કાંઈક સાંત્વન મળે છે.

હું ધારૂં છું કે આ પ્રસંગે ટૂંકમાં તેની મુખ્ય મુખ્ય હકીકત કહી જવી જરૂરની છે. ટ્રાન્સવાલમાં જુની બોઅર સરકારના અમલમાં, ૧૮૮૫ ની સાલ પછી વેપાર માટે જનારા હિંદીઓને સારૂ એવો કાયદો હતો કે તેમણે દાખલ થતી વખતે તેમનાં નામ સરકારી દફ્તરમાં નોંધાવવાં. નામ નોંધાવવાની ત્રણ પાઉન્ડ (રૂ. ૪૫) ફી રાખી હતી. દાખલ થનાર માણસોની સંખ્યા સંબંધે કાંઇ પ્રતિબંધ નહતો રાખ્યો અને બોઅર વિગ્રહ શરૂ થયો તે સમયે ટ્રાન્સવાલમાં હિંદીઓની વસતિ ૧૫,૦૦૦ મરદોની હતી. સ્ત્રીઓ તથા બાળકો ગણત્રીમાં લીધાં નથી. આ આંકડા સરકારે પણ કબૂલ રાખ્યા છે.

આ કાયદાની બીજી એક કલમ એવી હતી કે હિંદી વેપારીઓ અમુક નક્કી કરેલા સ્થળમાંજ વેપાર કરી શકે. પરંતુ તેનો કદી સખ્તાઇથી અમલ કરવામાં આવ્યો ન હતો. તેનો બરાબર અમલ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો એ તો મિ. ચેમ્બરલેને તથા લૉર્ડ લેન્સડાઉને બોઅર વિગ્રહના એક કારણ તરીકે જાહેર કર્યું હતું. તે વખતે ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓનો, શહેનશાહી સરકાર પાસે આશ્રય માંગવાનો માત્ર હક્ક ગણાતો એટલુંજ નહિ પણ તેમ કરવાનું તેમને ઉત્તેજન આપવામાં આવતું. વિગ્રહ શરૂ થતા પહેલાં ઘણા ખરા હિંદીઓએ બોઅર સરકાર પાસેથી, વિગ્રહ પૂરો થાય ત્યારે ફરી દાખલ થવાના પરવાના લઇને ટ્રાન્સવાલ છોડયું. વિગ્રહ ૧૯૦૨ માં પૂરો થયો અને તેને પરિણામે ટ્રાન્સવાલ બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. પરંતુ તરતજ એમ માલમ પડયું કે બોઅર સરકારને બદલે બ્રિટિશ સરકાર આવવાથી હિંદીઓને કાંઇક વિશેષ લાભ મળવાને બદલે તેમની સ્થિતિ વધારે બગડી. બોઅર લોકો હિંદીઓને અમુક સ્થળમાંજ રહેવા દેવાનો કાયદો અમલમાં લાવવા માંગતા હતા તેથી બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ લડવા ગયા હતા. તેજ પ્રતિનિધિઓ સને ૧૯૦૩ માં બોઅર લોકોની કલ્પનામાં પણ નહિ હોય તેવી સખ્તાઇથી તે કાયદો અમલમાં મૂકવાને તૈયાર થયા. પરંતુ તેની સામે સદર અદાલતને અપીલ કરવાથી, તે લોકોનો પ્રયત્ન સફળ થયો નહિ. છતાં તેમની સત્તા તળે હિંદીઓની

ભવિષ્યમાં કેવી દશા થશે તેનો સ્વાદ તો તેમણે ચાખ્યો અને સઘળા વિચારવંત માણસોને તિરસ્કાર તથા કંટાળો ઉપજ્યો. પછી એવી બૂમ ચલાવવામાં આવી કે હિંદીઓની સંખ્યા દેશમાં વધી જાય છે અને તેમની ભરતી થતી અટકાવવાની જરૂર છે. આ બૂમ કેટલી જુઠ્ઠી હતી તે માત્ર એટલીજ હકીકત ઉપરથી જણાશે કે વિગ્રહ પહેલાં હિંદીઓની જે સંખ્યા હતી તેટલી વિગ્રહ પછી કદી થઇજ નથી. હું કહી ગયો કે વિગ્રહ પહેલાં માત્ર મરદોની વસતિ ૧૫,૦૦૦ની હતી. ૧૯૦૪ માં બરાબર વસતિપત્રક કરવામાં આવ્યું હતું અને હિંદીઓની વસતિ, પુરુષ, સ્ત્રીઓ તથા બાળકો સાથે ૧૦,૦૦૦ ની થઇ હતી. સને ૧૯૦૬ માં એશિયા વાસીઓની નોંધ રાખનાર અમલદાર* તરફથી એક યાદી બહાર પાડવામાં આવી હતી તેમાં જણાવેલું હતું કે બધા મળીને (એશિયા ખંડના બીજા લોકો ગણતાં) ૧૨,૦૦૦ પરવાના આપવામાં આવ્યા છે, અને વસાહતમાં હિંદીઓની ખરી સંખ્યા પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો બધાંને ગણતાં, ૧૦,૦૦૦ કરતાં વધુ નથી. ૧૯૦૭ ના જુલાઇમાં જ્યારે સત્યાગ્રહની લડતનું મંડાણ થયું ત્યારે હિંદી આગેવાનોએ અડસટ્ટો કાઢ્યો હતો, તેમાં હિંદી વસતિની ગણત્રી લગભગ ૯,૦૦૦ થઈ હતી.

તેજ વર્ષના ડીસેમ્બરમાં જ્યારે લડત જરા વધી હતી ત્યારે અડસટ્ટો કાઢતાં સંખ્યા ૮,૦૦૦ ની થઈ હતી. અને આજે ૬,૦૦૦ કરતાં પણ ઓછી છે. છતાં બોઅર અને બ્રિટન બંનેએ મળીને, કાંઈ પ્રતિબંધ વિના ભરતી થયેજ જાય છે એવી બુમ જોસથી ચાલુજ રાખી. હિંદીઓને તરત લાગ્યું કે ગોરા વસાહતીઓનો ખરો હેતુ ગમે તેમ કરીને તેમને ત્યાંથી કાઢવાનો છે. હિંદીઓ તરફ કેવી ખરાબ વર્તણૂંક ચલાવવામાં આવતી હતી તે લૉર્ડ મિલ્નરને જણાયા વિના રહ્યું નહિ અને તેમણે સને ૧૯૦૩ માં હિંદીઓને સલાહ આપી કે, તમે જો કે બોઅર સરકારના વખતમાં નામ નોંધાવ્યાં છે અને તેના પરવાના તમારી પાસે છે છતાં ફરી મરજિયાત નામો નોંધાવો અને નવા પરવાના લ્યો. હિંદીઓએ તે

* Registrar of the Asiatics.

પ્રમાણે કર્યું અને લૉર્ડ મિલ્નરે પોતાનું કહ્યું માનવા માટે તેમનો ઉપકાર માન્યો. લૉર્ડ મિલ્નર પછી લૉર્ડ સેલબોર્ન હાઈ કમિશનર તરિકે આવ્યા. તેમણે પ્રતિબંધહીન અને છળકપટથી ભરતી થવાના આરોપ સંબંધે તપાસ ચલાવી અને તેમને માલુમ પડયું કે આ આરોપ પાયા વિનાનો છે. છતાં વસાહત હિંદીઓથી ભરાઇ જાય છે એ બૂમ ચાલુજ રહી અને સને ૧૯૦૬ માં એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો+ એ નામનો કાયદો ધારાસભામાં રજુ કરવામાં આવ્યો. તે કાયદાની રૂએ જે એશિયાવાસીઓ વસાહતમાં રહેવાને હક્કદાર હતા તેમને પણ તેમનાં નામ ફરીથી, ફરજિયાત અને ઘણી નામોશી ભરેલી રીતે નોંધાવવાનાં હતાં. એશિયાવાસીઓએ આ કાયદાની સામે ઘણી દૃઢતાથી અને જુસ્સાથી વાંધો લીધો. પણ કાંઇ વળ્યું નહિ અને કાયદો કેટલાક ન્હાના ફેરફારો સાથે ધારાસભામાં પસાર થયો. અહિંથી સત્યાગ્રહની લડતની ખરી શરૂઆત થઇ.

ત્યાર પછી ટ્રાન્સવાલ સરકાર અને સત્યાગ્રહીઓ વચ્ચે એક તીવ્ર પણ ટૂંકી ઝપાઝપી થઈ. ગાંધીજી સાથે ઘણા સત્યાગ્રહીઓને પકડવામાં આવ્યા અને તુરંગમાં નાંખવામાં આવ્યા. ૧૯૦૮ ના જાન્યુઆરીની આખરે મેં તમને કહ્યું તેમ ગાંધીજી અને જનરલ સ્મટસ વચ્ચે સમાધાન થયું. શ્રીયુત્ ગાંધીના કહેવા પ્રમાણે—અને જેઓ શ્રીયુત્ ગાંધીને ઓળખે છે તેઓ તે વિષે એક પળ પણ શંકા નહિ ઉઠાવે—આ સમાધાનની શરતો એવી હતી કેઃ બધા હિંદીઓએ ત્રણ માસની અંદર મરજિયાત નામ નોંધાવવાં, નામ નોંધાવવામાં હીણપત લગાડનારી બાબતો હતી તે સરકારે કાઢી નાંખવી, એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો રદ કરવો, અને એશિયાવાસીઓને દાખલ કરવાનું નિયમન આગલે વર્ષે પસાર કરવામાં આવેલા 'ઇમિગ્રેશન રજીષ્ટ્રેશન એક્ટ' નામના કાયદાની રૂઇએ કરવું. આ કાયદો ખાસ કોઇ પ્રજાને માટે નથી પણ સૌને લાગુ પડે છે. આ સમાધાનને અનુસરી ૧૯૦૮ ના મે

+ Asiatic Law Amendment-Ordinance.




D. V. Press Ahd

## કાળા રાજાને ધોળા ઘોડાની શેહ

ધોળો ઘોડો અઢી ઘર ચાલીને એશિયાના કાયદાવાળા ખાનામાં બેસે એટલે તેનો ટ્રાન્સવાલનો કિલ્લો (અંગ્રેજી ચેસની રમતમાં હાથીને કૅસલ એટલે કિલ્લો કહે છે) બચે અને કાળારાજાને શેહ આવવાથી હિંદુસ્તાનવાળા ખાનામાં જવું પડે.

એશિયાવાસીઓને ટ્રાન્સવાલમાં પેસતા અટકાવવાનો કાયદો પસાર થવાને સમયે જોહાનીસબર્ગના 'ધી સ્ટાર' નામના પત્રે આ ચિત્ર કાઢ્યું હતું.




## જવાબ—શેહ રસ્તામાં નથી પડી.

ધોળા ઘોડાને સત્યાગ્રહીઓના જેલમાં જવાના ઠરાવ રૂપી પ્યાદાની ફામ નથી. તેની શેહથી એશિયાના કાયદાવાળા ખાનામાં ધોળો ઘોડો આવી શકતો નથી અને ટ્રાન્સવાલનો કિલ્લો પડે છે.

માસ પહેલાં ટ્રાન્સવાલમાં વસતા સઘળા હિંદીઓએ પોતાનાં નામ નોંધાવ્યાં; પરંતુ ટ્રાન્સવાલ સરકારે એશિયાને લગતા કાયદાને સુધારનારો પેલો ખુની* કાયદો રદ કરવાને બદલે માત્ર બીજો એક કાયદો પસાર કરીને મરજિયાત નોંધાવવામાં આવેલાં નામો કાયદેસર ગણ્યાં. ટ્રાન્સવાલ સરકારના આ કૃત્યને પરિણામે, જે બહુજ અગત્યના બે મુદ્દાને લીધે હિંદીઓએ આ સમાધાન કબુલ કર્યું હતું તે બન્ને ઉડી ગયા. તે બે મુદ્દા એ હતા કેઃ વસાહતના સરકારી દફતરમાં એવો કાયદો ન હોવો જોઇએ જેની રૂઇએ હિંદીઓ તરફ તેઓ હિંદી હોવાને લીધેજ બહુ હીણપત લગાડનારી વર્તણુંક ચલાવવામાં આવે; અને બીજું, આ દેશના લોકોને માટે વસાહતમાં દાખલ થવાની કાયદાની શરતો યુરોપીય દેશના લોકોના જેવીજ હોવી જોઇએ; એટલે કે યુરોપીય ભાષાઓમાંથી મુકરર કરેલી કોઈ એકની પરીક્ષા આપ્યાથી દાખલ થઇ શકાય. આથી કરીને દર વર્ષે થોડા કેળવાયલા હિંદીઓજ દાખલ થઇ શકે. પરંતુ એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો અમલમાં રાખવાથી જનરલ સ્મટસે એ બન્ને મુદ્દા ઉડાવી દીધા. કારણ તે કાયદાની રૂઇએ હિંદીઓ તરફ હીણપત લગાડનારી વર્તણુંક ચાલુ રહી અને વસાહતમાં દાખલ થવાની છુટ માત્ર જે એશિયાવાસીઓ વિગ્રહ પહેલાં ત્યાં વસતા હોય તેમને માટેજ રાખવામાં આવી, જેથી કરીને નવા હિંદીઓને ત્યાં દાખલ થવાનું બંધ થયું. તેથી ટ્રાન્સવાલની હિંદી કોમે, સ્વાભાવિક રીતે, જનરલ સ્મટસના એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો રદ કરવાની ના પાડવાના આ કૃત્યને ઘોર વિશ્વાસઘાતનું કૃત્ય માન્યું. તેમણે મરજિયાત નામ નોંધાવી દીધાં હતાં, એટલે હવે પોતે સપડાઇ ગયા છે એમ માનીને તેઓએ એકદમ જાહેર સભા બોલાવી અને સત્યાગ્રહ ચલાવવાની તથા લડત ફરી શરૂ કરવાની પ્રતિજ્ઞા લીધી. લગભગ ૨૫૦૦ હિંદીઓએ તેમનાં નામ નોંધ્યાનાં પ્રમાણપત્રો તેજ સ્થળે સળગાવી દીધાં.

આ ગયા વર્ષના એટલે સને ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસમાં બન્યું

---

* Obnoxious. દક્ષિણ આફ્રિકામાં લડત દરમ્યાન આ કાયદાને હિંદીઓ તરફથી ખુની કાયદો નામ આપવામાં આવ્યું હતું. ભા. ક.

અને ત્યારથી લડત પૂર જોસથી ચાલી રહી છે. સત્યાગ્રહીઓ કેવાં કેવાં દુઃખ વેઠે છે અને કેવી ભયંકર હાડમારી ભોગવી રહ્યા છે તેનું વર્ણન આ ઠરાવને અનુમોદન આપનાર ગૃહસ્થ કરશે. ટૂંકાણમાં, બધી મળીને ૨૫૦૦ કેદની સજાઓ, ઘણી ખરી સખ્ત મજુરી સાથેની, થઇ છે. લગભગ ૧,૦૦૦ ગૃહસ્થો તદ્દન ખુવાર થઇ ગયા છે અને ૨,૦૦૦ વસાહત છોડીને જતા રહ્યા છે. પરંતુ લડત આજ સુધી નરમ પડયા વિના ચાલીજ રહી છે.

ગૃહસ્થો, આ મેં તમને લડતની મુખ્ય મુખ્ય હકીકતો ટૂંકમાં કહી. આપણે આમાં પહેલી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે શ્રીયુત્ ગાંધી અને આપણા બીજા દેશી ભાઇઓ ટ્રાન્સવાલમાં લડી રહ્યા છે તે તેમને પોતાને માટે નથી પણ આપણી માતૃભૂમિની પ્રતિષ્ઠા અને ભવિષ્યના હિતને માટે છે. તે લોકોએ તો મરજિયાત નામ નોંધાવી દઇને તેમને પોતાને માટે કાયદાની જરૂરીયાતો પૂરી પાડી હતી. પરંતુ આ લડત એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો રદ કરાવવા માટે ચાલી રહી છે અને બ્રિટિશ વસાહતના કાયદામાંથી આ દેશના લોકને અપમાન પહોંચાડનારો એક દ્વેષજનક કાયદો રદ કરાવવાને તેમનો આગ્રહ છે. એક વ્યાવહારિક માણસ તરિકે શ્રીયુત્ ગાંધી કબૂલ કરવાને તૈયાર છે કે વસાહતમાં હિંદીઓને કોઇપણ જાતના પ્રતિબંધ વિના દાખલ ન થવા દેવા જોઇએ, અને વ્યાવહારિક રીતે સરકારને તેમની ભરતી થતી અટકાવવાને મુનસફી વાપરવા દેવી જોઇએ. પરંતુ તેમનું કહેવું એમ છે કે, આ કામ 'ઇમિગ્રેશન રજીસ્ટ્રેશન એકટ'ની રૂઇએજ થવું જોઇએ. તે કાયદો સામાન્ય રીતે બધી પ્રજાઓને લાગુ પડે છે અને પેલા કાયદાની માફક શહેનશાહતની કોઈ અમુક પ્રજા, જેવી કે હિંદુસ્તાનની, તેને હલકી ગણતો નથી.

બીજું, શ્રીયુત્ ગાંધીની લડત આપણા રાષ્ટ્રનું ભવિષ્યનું હિત સાચવવાને માટે છે. સારા માટે કે નરસા માટે આપણે હવે બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડાયા છીએ એટલે હવે અંગ્રેજ પ્રજા તથા સામ્રાજ્યની બીજી પ્રજાઓની સંપૂર્ણ સમાન ગણાવા સારૂ આપણો પ્રયાસ હોવો જોઇએ.

આમાં પણ વ્યાવહારિક માણસો તરીકે આપણે એટલું કબૂલ કરવાને તૈયાર છીએ કે આ સમાનતાની પ્રાપ્તિ અને જાતિભેદનું નિર્મૂળ ફક્ત ધીમે ધીમેજ થઇ શકશે. પરંતુ આપણને એમ આગ્રહ કરવાનો હક્ક છે કે જે સંખ્યાબંધ ભેદો છે તેમાં એકેનો વધારો કર્યા વિના, જે છે તે એક પછી એક કાઢી નાંખવાની પ્રવૃત્તિ થવી જોઇએ. બ્રિટિશ વસાહતના કાયદામાં, હિંદીઓ ઉપર તેઓ હિંદી હોવાના કારણને લીધે, તેમને હિણપત લગાડે એવી કલમો નાંખી શકાય નહિ એ સિદ્ધાન્ત માટે લડીને શ્રીયુત્ ગાંધી, જે સમાનતા ઉપર આપણી ભવિષ્યની આશાઓ બંધાયલી છે તેને માટે આપણો હક્ક પ્રતિપાદિત કરે છે. ગૃહસ્થો, કેટલાક મિત્રો તરફથી અને મુખ્યત્વે અંગ્રેજ મિત્રો તરફથી એમ કહેવાતું મેં સાંભળ્યું છે કે, જો કે શરૂઆતમાં આ લડત માટે હિંદીઓ તરફ તેમની સહાનુભૂતિ હતી, પરંતુ શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહનો આશ્રય લીધો અને તેમાં વસાહતોના કાયદાનો અનાદર કરવામાં આવ્યો એટલે તે પ્રત્યે તેમની સહાનુભૂતિ રહી નથી. પ્રથમ તો આ વાત ખરી છે એમજ હું માનતો નથી. કારણ લૉર્ડ ઍમ્પ્થીલના પ્રમુખપણા નીચે ઇંગ્લંડમાં એક કમિટી છે તે સત્યાગ્રહીઓને અંતઃકરણપૂર્વક અને સબળ ટેકો આપે છે તે આપણે જોઇએ છીએ બીજું કદાચ થોડા અંગ્રેજો તેમની સહાનુભૂતિમાં મોળા પડી ગયા હોય તો તેથી મારી ખાત્રી છે કે, અહિં આપણામાંથી કોઇને, આપણે માટે લડત ચલાવી રહેલા આપણા ભાઇઓ માટે જે માન છે તે જરા પણ ઓછું થશે નહિ. હું ધારૂં છું અને આ હું બરાબર સમજીને કહું છું કે, ટ્રાન્સવાલમાં જે સ્થિતિ છે, તેની સામે શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહનો ઝુંડો ઉઠાવ્યો છે તે માત્ર વાજબી છે એટલુંજ નહિ પરંતુ કોઈ પણ સ્વમાનવાળો માણસ તેમજ કરવાની પોતાની ફરજ સમજે. આ સત્યાગ્રહ શું છે ? અન્યાયી કાયદો અથવા જુલ્મી કૃત્ય હોય તેની સામે થવું. તે કાયદો અથવા તે કૃત્ય કબૂલ રાખવા ના પાડવી અને તેના બદલામાં તે તોડવાની જે સજા હોય તે ભોગવી લેવી. જો કોઇ કાયદો અત્યંત અન્યાયી છે એવું આપણને દૃઢ, સ્પષ્ટ અને

અંતરૂથી પ્રતીત થાય અને તેનાથી છુટવાને બીજો કોઈ ઉપાય ન હોય તો હું ધારૂં છું કે, જે માણસ પોતાના આત્માને અને સ્વમાનને, પોતાના ભૌતિક તથા તાત્કાલિક લાભથી ઉંચાં ગણતો હોય, તેને માટે, આવો કાયદો નહિ માનવાનો અને તે નહિ માનવાનાં જે પરિણામ હોય તે વેઠી લેવાનોજ માર્ગ ખુલ્લો છે.

આખી ચળવળ કેવી સરસ રીતે ઉપાડવામાં આવી છે તે જુઓ. હિંદુ, મુસલમાન, પારસી બધા એક વ્યક્તિની માફક એકત્રિત થયા છે, તેમના સામાન્ય ભેદ ભૂલી ગયા છે અને અદ્દભુત આત્મસંયમથી દુઃખો વેઠી રહ્યા છે. અવશ્ય જે પુરુષ આટલું સાધી શકે તેનામાં ઘણુંજ આધ્યાત્મિક બળ હોવું જોઇએ અને તેને માટે ઉતાવળે મત ન બાંધી નાંખવો જોઇએ. બીજી એક બાબત જોવા જેવી એ છે કે, જો કે લડત કેટલાક મહીના થયાં ચાલી રહી છે પરંતુ શ્રીયુત્ ગાંધીનો કટ્ટામાં કટ્ટો દુશ્મન પણ તેમની વફાદારી અથવા બ્રિટિશ રાજ્ય તરફના તેમના નેક વલણ માટે એક ઉની વરાળ પણ કાઢી શકે તેમ નથી. ગૃહસ્થો, આપણે સૌ માનીએ છીએ કે, જ્યારે ન્યાય મેળવવાના બધા ઉપાય નિષ્ફળ ગયા ત્યારે શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહનો જે આશ્રય લીધો છે તે સંપૂર્ણ રીતે વાજબી છે. અને મારી ખાત્રી છે કે આ સમયે આપણામાંનો કોઈ પણ જણ ટ્રાન્સવાલમાં હોત તો તે શ્રીયુત્ ગાંધીના વાવટા નીચે ખડો થવામાં, તેમની સાથે કામ કરવામાં અને તેમની સાથે દુઃખ સહેવામાં અભિમાન માનત.

સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, આ ઠરાવમાં એમ છે કે, અમે શહેનશાહી સરકારને તથા પાર્લમેન્ટને, દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં આવા બારીક સમયે, અમારે માટે પોતાની લાગવગનો ઉપયોગ કરવાની તથા આ કડવા સવાલનું સંતોષકારક રીતે નિરાકરણ લાવવાની, ફરી વિનંતી કરીએ છીએ. આ પ્રસંગ ઘણો અગત્યનો છે. કારણ હમણાં દક્ષિણ આફ્રિકાનાં ચાર વસાહતોનું એક સંયુક્ત રાજ્ય બનાવવામાં આવ્યું છે. ખરેખર આવે સમયે વસાહતી સત્તાધિકારીઓ પણ આવો વિખવાદ બંધ પાડવાને અને બને તો પૂરેપૂરો પાટી ઉપરથી ભૂંસી નાંખવાને

ઉત્સુક હશે એમ આપણે માનીએ છીએ. એમ તો ઘણી વાર કહેવામાં આવ્યું છે અને તે મ્હોટે ભાગે ખરૂં હોવાનો સંદેહ નથી કે શહેનશાહી સરકારની સહાનુભૂતિ ગમે તેટલી હોય પરંતુ સ્વરાજ્ય ભોગવતાં વસાહતોને અમુક કામ અમુક રીતે કરવાને તે ફરજ પાડી શકતી નથી. પરંતુ સ્વરાજ્ય ભોગવતાં વસાહતોની ગોરી પ્રજા ઉપરાંત બીજી પ્રજાઓ તરફ પણ શહેનશાહી સરકારની કાંઇ ફરજ છે અને તે માટે 'જરૂર પાડયા' સિવાય બીજા ખાનગી રીતે કહ્યા કહેવરાવવા વગેરેના ઘણા રસ્તા છે. દાખલા તરિકે, દક્ષિણ આફ્રિકાને વ્હેલાં મોડાં શહેનશાહી સરકારની કાંઇ જરૂર તો પડશેજ. તે વખતે આપણને ન્યાય આપવાનું દબાણ કરવાને શહેનશાહી સરકારને તક મળે. મને એમ શક રહે છે કે, ટ્રાન્સવાલમાં આપણા દેશી બંધુઓ તરફ જે વર્તણુંક ચલાવવામાં આવે છે, તેથી હિંદુસ્તાનના લોકોમાં કેવી કડવાશ અને ગુસ્સાની લાગણી ઉદ્ભવી છે, તેનો શહેનશાહી સરકારને પૂરો ખ્યાલ નથી. જો તે જાણતી હોય તો મારી ખાતરી છે કે વર્તમાન મુશ્કેલીમાંથી બન્ને પક્ષને સંતોષ થાય તેવો કાંઇ રસ્તો કાઢયા સિવાય તે રહે નહિ. હિંદીઓની માગણી ઘણી થોડી છે અને શહેનશાહી સરકાર આ બાબતમાં કાંઇ કરી શકે તેમ નથી એ ઘુંટડો ગળે ઉતરતો નથી.

પરંતુ આ ઠરાવમાં માત્ર શહેનશાહી સરકારનેજ વિનંતિ કરેલી નથી. તેમાં હિંદની સરકારને પણ વિનંતિ કરી છે અને તેની સહાનુભૂતિ વિષે તો આપણ સર્વેને ખબર છે. દક્ષિણ આફ્રિકાનાં ચાર વસાહતો હવે એકત્રિત થયાં છે અને હિંદીઓના સંબંધે કોઇ પણ કાયદો પસાર કરવા માટે તે ચારે જવાબદાર છે. હિંદીઓના દૃષ્ટિબિન્દુથી આ સંયુક્ત રાજ્યોમાંથી નાતાલ હુમલ્લો કરવા યોગ્ય સ્થાન છે અને હિંદની સરકારને ત્યાં ઘા કરવાની આપણે વિનંતિ કરીએ છીએ કારણ આવી બાબતોમાં પ્રતિકાર સંપૂર્ણ રીતે ન્યાય્ય છે. નાતાળને હિંદમાંથી મજુરો જોઇએ છે. ૧૯૦૫ માં લગભગ ૮,૦૦૦ હિંદી ગીરમીટીઆ મજુરો ત્યાં ગયા હતા; ૧૯૦૬ માં ૧૧,૬૦૦; ૧૯૦૭ માં ૬,૦૦૦, અને ગયે વર્ષે લગભગ ૩,૦૦૦ ગયા હતા. આ મજુરોને અહિંથી હિંદની સરકારની

પરવાનગીથી લઇ જવામાં આવે છે. આ પરવાનગી માત્ર પાછી ખેંચી લેવાથી હિંદની સરકાર નાતાળમાં લઇ જવામાં આવતા મજુરો અટકાવી શકે છે. લૉર્ડ કર્ઝને પાંચ વર્ષ ઉપર ટ્રાન્સવાલને કહ્યું હતું તેમ, દક્ષિણ આફ્રિકાને આપણી સરકાર કહી શકે છે કે, આખા દક્ષિણ આફ્રિકામાં સ્વતંત્ર હિંદીઓ તરફ તમે વાજબી અને સંતોષકારક વર્તન રાખશો નહિ તો અમે તમને હિંદમાંથી મજુરો લઇ જવા દઈશું નહિ. અમે હિંદની સરકારને આવો ઉપાય લેવાને માનપૂર્વક વિનંતિ કરીએ છીએ. માત્ર ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓ માટેજ નહિ પણ નાતાળમાં વસતા હિંદીઓ માટે પણ આ છે. કારણ નાતાળ પોતાની વસાહતમાં હિંદીઓ તરફ અપમાનકારક રીતે વર્તે છે એ વાત ખુલ્લી છે. ત્યાં આપણા ગીરમીટીઆ મજુરોની સ્થિતિ ગુલામો કરતાં સારી નથી. હિંદી વેપારીઓને અનેક રીતે હેરાન કરવામાં આવે છે. સ્વતંત્ર હિંદીઓનાં બાળકો માટે પ્રાથમિકથી વિશેષ કેળવણી માટે કાંઇ સાધન નથી અને ગીરમીટીઆ મજુરોનાં છોકરાં માટે તો પ્રાથમિક કેળવણીનું સાધન પણ નથી. આવાં બીજાં પણ કેટલાંક દુઃખો છે. ગયે વર્ષે નાતાળે બે કાયદા પસાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. એક હિંદીઓને હાલ મ્યુનિસિપલ મતાધિકાર છે તે લઇ લેવાનો અને બીજો દશ વર્ષમાં વસાહતમાંથી સ્વતંત્ર હિંદીઓનું નામ કાઢી નાંખવાના ઉદ્દેશનો. સદ્‌ભાગ્યે આ બન્ને કાયદા શહેનશાહી સરકારે નામંજુર કર્યા. ખરેખર નાતાળની આપણે કાંઇ પણ શરમ રાખવા જેવું નથી અને હું આશા રાખું છું હિંદની સરકાર તેમ કરશે નહિ.

હવે મારે થોડુંજ કહેવાનું છે. વસાહતોમાં આપણી મુશ્કેલીઓનું મૂળ એ છે કે આપણા પોતાનાજ દેશમાં આપણી સ્થિતિ હોવી જોઇએ તેવી નથી. જે માણસોની સ્થિતિ તેમની માતૃભૂમિમાંજ સંતોષકારક ન હોય તેઓ બીજે તેવી હોવાની આશા રાખી શકે નહિ. સામ્રાજ્યમાં અંગ્રેજોની સાથે સમાન વર્તનની લડત આપણે આપણા દેશમાંજ ચલાવવી જોઇએ. આપણે એટલું યાદ રાખવાનું છે કે આ લડત લાંબી અને થકવે તેવી થશે. ટ્રાન્સવાલમાં આપણા ભાઇઓ કરે છે તેમ વારંવાર

આત્મભોગ કરવાના પ્રસંગ આવશે અને દુઃખ વેઠવાં પડશે અને અન્તે વિજય પ્રાપ્ત થાય તે પહેલાં વારંવાર નાસીપાસ થવાનું પણ આવશે. પરંતુ દુઃખ કે સુખ, હાર કે જીત, જે થાય તે ખરૂં, પણ આપણી માતૃભૂમિ પ્રત્યે આપણી ફરજ છે કે, આપણા કાર્યના ન્યાયીપણામાં પૂર્ણ વિશ્વાસ રાખી, દૃઢ મને, આપણે આ લડત ચલાવવી જોઇએ. અન્તે જય મળશે તે બાબત મને તો બીલકુલ સંદેહ નથી.



# ટ્રાન્સવાલમાં આપણી સ્થિતિ.

[ લાહોરમાં સને ૧૯૦૯ માં મળેલી કૉન્ગ્રેસની ૨૪ મી બેઠકમાં નામદાર ગોખલે નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—]

પ્રમુખ સાહેબ, પ્રતિનિધિ–બંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આપના સ્વીકાર માટે નીચેનો ઠરાવ રજુ કરવાનું મને કહેવામાં આવ્યું છેઃ—

"ટ્રાન્સવાલમાં વસતા જે મુસલમાન, હિન્દુ, જરથોસ્ત અને ખ્રીસ્તી હિન્દીઓ, દેશના હિતને ખાતર બહાદુરીથી સીતમ સહી રહ્યા છે અને કોઇને પણ હંફાવે એવી જબરદસ્ત મુશ્કેલીઓમાં પ્રજાજનના પ્રાથમિક હક્કો માટે શાન્ત, નિઃસ્વાર્થ લડત ચલાવી રહ્યા છે, તેમની ભારે દેશભક્તિ, હિમત તથા આત્મભોગની આ કૉન્ગ્રેસ ખૂબ તારીફ કરે છે. આ કૉન્ગ્રેસ શ્રીયુત્ ગાંધીને તથા તેમના બહાદુર, સાચા સાથીઓને સાબાશી આપે છે, અને દરેક જાતિ તથા ધર્મના હિંદીઓને ભલામણ કરે છે કે તેમણે આ શૂરાઓને મોકળે હાથે નાણાં મોકલી મદદ કરવી. આ સાથે મિ. ર. જ. તાતાએ દેશભક્તિની વૃત્તિથી પ્રેરાઈ આ ભીડ અને કસોટીના પ્રસંગે દક્ષિણ આફ્રિકામાં વસતા પોતાના દુઃખી બંધુઓ માટે રૂ. ૨૫૦૦૦) ની ઉદાર સખાવત કરી છે તેની આ કૉન્ગ્રેસ ખૂબ કદર પિછાને છે.

દક્ષિણ આફ્રિકન યુનિયનના કોઇ પણ ભાગમાં, હિંદમાંથી ગીરમીટીઆ મજુરો લઈ જતા અટકાવવાને માટે તથા ત્યાંના સત્તાધારીઓ, જ્યાં સુધી મલેક મુઅઝમ શહેનશાહની હિંદી પ્રજાના એક સામ્રાજ્યના પ્રજાજન તરિકેના વાજબી હક્કો નાકબૂલ કરવાની જે સ્વાર્થી અને એકતરફી નીતિ હાલ અખ્ત્યાર કરે છે તેને વળગી રહે ત્યાં સુધી, જેવી રીતે તેઓ હિંદ તરફ વર્તે છે, તેવીજ રીતે તેમની તરફ વર્તવાની આવશ્યકતા માટે, હિંદી સરકારને, આ કૉન્ગ્રેસ આગ્રહથી દબાણ કરે છે. જવાબદાર રાજદ્વારી પુરુષોએ, બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય



**સર રતન ટાટા.**

જેમણે દક્ષિણ આફ્રિકાની લડત વખતે વધારેમાં વધારે નાણાંની મદદ કરી હતી.

ભોગવતાં વસાહતોએ એકલા ગોરા લોકોના વસવાટ માટે પુષ્કળ બીન-ખેડાયલો મૂલક ખાસ અલગ રાખવાની તરફેણમાં, પોતાનો મત જાહેર કર્યો છે તેની સામે આ કૉન્ગ્રેસ વાંધો ઉઠાવે છે; વળી બ્રિટિશ તાજ નીચેની એશિયાની પ્રજાને માટે વસાહતોનાં દ્વાર બંધ કરવાની તથા બ્રિટિશ પ્રજાજન તરિકેના હક્ક ન આપવાની નીતિ એક તરફથી ચલાવવામાં આવે છે અને બીજી તરફથી એશિયાનાં દ્વાર સૌને માટે ખુલ્લાં રાખવાની તેથી વિરૂદ્ધ નીતિનો અખ્ત્યાર કરવામાં આવે છે; એ સામ્રાજ્યને ભારે નુકસાનકર્તા છે અને અન્યાય્ય તેમજ ડહાપણ વિનાનું છે એ દર્શાવવાની કૉન્ગ્રેસ પોતાની ફરજ સમજે છે."

પ્રતિનિધિ–બંધુઓ, આપણા કૉન્ગ્રેસ–બંધારણની પહેલી કલમજ એવી છે કે કૉન્ગ્રેસનો પ્રયાસ, બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં અંગો જે જાતની રાજ્યપદ્ધતિ ભોગવે છે તેવીજ જાતની રાજ્યપદ્ધતિ હિંદમાં દાખલ કરાવવાનો, અને દેશીજનોને સામ્રાજ્યના બોજા અને જવાબદારીઓમાંજ માત્ર નહિ, પણ સામ્રાજ્યના બીજા હક્કોમાં, બીજાં વસાહતોના જેટલોજ હિસ્સો અપાવવાનો છે. આ ઉપરથી તમે જોઇ શકશો કે કૉન્ગ્રેસના પ્રયાસના ઉદ્દેશોમાં બે મુદ્દા સમાયલા છે: એક આપણા દેશમાંજ આપણી સ્થિતિ વિષેનો એટલે આપણા રાજકીય હક્કોનો, અને બીજો સામ્રાજ્યમાં આપણી રાજકીય સ્થિતિ વિષેનો. ગઇ કાલનો સુધારા બાબતનો ઠરાવ તથા આજે કેટલાક ઠરાવો રજુ કરવામાં આવશે તે આપણા દેશમાં આપણી રાજકીય સ્થિતિ સુધારવા સંબંધે છે. મેં હમણાં તમારી સમક્ષ રજુ કર્યો છે તે ઠરાવ આખા બ્રિટિશ સામ્રાજ્યમાં આપણી રાજકીય સ્થિતિ વિષેનો છે. તેથી આ સવાલ ઘણો મ્હોટો અને ભારે તથા કાયમની અગત્યનો છે. પરંતુ તેને તેવો ન ગણીએ તો પણ આજે આ સવાલને અંગે કેટલાક ખાસ સંજોગો ઉપસ્થિત થયા છે તેથી તે ખાસ અગત્યનો બન્યો છે. તમે જાણો છો કે દક્ષિણ આફ્રિકામાં ઘણાં વર્ષો સુધી હિંદીઓએ દુઃખ વેઠયું છે અને છેલ્લાં બે વર્ષથી ટ્રાન્સવાલમાં વસતા આપણા બંધુઓ અને વસાહતની સરકાર વચ્ચે ઘણીજ તીવ્ર લડત ચાલી રહી છે. તમારામાંથી ઘણા

આ લડતની મુખ્ય મુખ્ય બીનાઓથી વાકેફ હશો એમ હું માની લઉં છું; છતાં આ ઠરાવ તમારા સ્વીકાર માટે રજુ કરતાં પહેલાં, ટૂંકમાં તેનું દિગ્દર્શન કરી જવાની હું જરૂર ધારૂં છું.

આ સમાલોચના માટે આખી લડતના ત્રણ વિભાગ પાડી શકાય છે. બોઅર સરકારનો સમય, ઇંગ્લંડની સરકારનો સમય અને ટ્રાન્સવાલના સ્વરાજ્યનો વર્તમાન સમય. બોઅર સરકારના સમયમાં આપણી સ્થિતિ ઘણી સંતોષકારક ન હતી, છતાં વસાહતમાં જઇને વસવામાં કોઇ જાતનો પ્રતિબંધ ન હતો. જે હિંદીને ત્યાં જવાની ઇચ્છા થાય તે જઈ શકતો. તેને માત્ર નામ નોંધાવવાની ત્રણ પાઉન્ડ ફી આપવી પડતી. જ્યારે બોઅર વિગ્રહ થયો ત્યારે વસાહતમાં પંદર હજાર હિંદીઓ હતા. એટલી તો મરદની વસતિ હતી; બૈરાં તથા છોકરાં ગણ્યાં નથી. તે વખતે આપણા લાભમાં બીજી એક વાત હતી. તે સમયે બોઅર સરકાર સાથે લડવામાં આપણા દેશી જનોને બ્રિટિશ સરકારનું બળવાન્ રક્ષણ હતું. તમને ઘણાને યાદ હશે કે લૉર્ડ લૅન્સડાઉન તથા મિ. જોસેફ ચેમ્બરલેને જણાવેલું કે બોઅર વિગ્રહ કરવાનું મુખ્ય કારણ ×નિવાસસ્થળ માટે કાયદા કરીને હિંદીઓ તરફ જે ગેરવર્તણુંક ચલાવવામાં આવી હતી, તે હતું. બોઅર રાજ્યના સમયમાં તેવી સ્થિતિ હતી. નિવાસસ્થળ સંબંધી કઠણ અને હીણપત લગાડનારો કાયદો હતો, પરંતુ તેનો અમલ સખ્તાઇથી કદી કરવામાં આવ્યો ન હતો. પછી વિગ્રહ થયો. ત્યાર પછી પાંચ છ વર્ષ તાજના રાજ્યનાં આવ્યાં. તાજના અમલ દરમ્યાન, જ્યારે કોઈપણ માણસ એમ ધારે કે હિંદીઓની સ્થિતિ સુધારવામાં ઇંગ્લંડની આબરૂનો સવાલ રહેલો છે,—જો થોડા આગળ પડતા રાજદ્વારી પુરુષોના હાથમાં દેશની આબરૂ રહેતી હોય તો—ત્યારે ઉલટું આપણા દેશીઓને ચોખ્ખું જણાયું કે તેમની સ્થિતિ હતી તેના કરતાં બગાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. તાજના અમલમાં પહેલું કામ એ થયું કે બોઅર સરકારના કરતાં વધારે સખ્તાઇથી નિવાસસ્થળનો કાયદો અમલમાં મૂકાયો.

× Location Laws હિંદીઓ અમુક નક્કી કરેલા સ્થળમાંજ વસી શકે એવો કાયદો.

પરંતુ તેમાં તેઓ નિષ્ફળ ગયા. તેનાં કારણોમાં અહિં મારે ઉતરવાની જરૂર નથી, પણ આપણા દેશબંધુઓને લાગ્યું કે વિગ્રહથી તેમની સ્થિતિમાં કાંઇ ફેરફાર થયો નહિ પણ ખરી રીતે તો ઉલટી તેમની સ્થિતિ બગડી. ત્યાર પછી ત્રણ ચાર વર્ષ સુધી બ્રિટન તથા બોરના પોતાના અન્દરઅન્દરના ભેદભાવ બાજુએ મૂકી, હિંદીઓ તરફના વર્તનમાં એક થયા. બોર તથા બ્રિટનોએ ભેગા મળીને, વસાહતમાં હિંદીઓ ખોટી રીતે પેસી જાય છે એવી બુમ ઉઠાવી. આ આરોપ તદ્દન જુઠો હતો એવું સરકારે બહાર પાડેલા કેટલાક આંકડાઓ ઉપરથી સાબીત થયું. છતાં ચાર પાંચ વર્ષ સુધી આ બૂમ ચાલુ રહી. ૧૯૦૪ માં વસતિપત્રક થયું ત્યારે માલમ પડયું કે વસાહતમાં હિંદીઓની વસતિ દશ હજારની હતી; જ્યારે બોર સરકારના વખતમાં તેમની વસતિ પંદર હજારની હતી. આ દશ હજારમાં સ્ત્રીઓ તથા છોકરાં પણ આવી જાય છે. ×એશિયાટીક ઇમીગ્રેશનના રજીસ્ટ્રાર તરફથી ૧૯૦૬ માં બીજી ગણત્રી બહાર પાડવામાં આવી તેમાં પણ વસાહતમાં હિંદીઓની વસતિ દશ હજારની માલમ પડી. ત્યાર પછી એ બીજી ગણત્રીઓ કરવામાં આવી. તેમાં એકમાં સંખ્યા ૯,૦૦૦ની થઇ અને બીજીમાં ૮,૦૦૦ ની થઈ. આ ઉપરથી જણાશે કે વસાહતમાં હિંદીઓ ખોટી રીતે પેસી જાય છે તે બૂમ તો તદ્દન ખોટી હતી. હવે નવી લડતની શરૂઆત થઈ. ગોરા વસાહતીઓ આપણા લોકોને દાખલ થતા અટકાવવાને અને બને તેટલાને બહાર કહાડવાને મક્કમ થયા હતા. વાત છેવટે વધી પડી અને આ બાબતમાં કાંઇ કાયદો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. કાયદો કરવાનું કામ વસાહતની જુની ધારાસભાએ માથે લીધું. ૧૯૦૬ માં એશિયાને લગતા કાયદામાં સુધારો કરનારો કાયદો, એ નામનો કાયદો ધારાસભામાં રજુ કરવામાં આવ્યો. વિગ્રહ પહેલાં ત્યાં વસનારા હતા તેજ ટ્રાન્સવાલમાં દાખલ થઇ શકે અને ટ્રાન્સવાલમાં જેટલા હિંદીઓ હોય તે પોતાનાં નામ સરકારમાં નોંધાવી દે—નોંધતી વખતે તેમનું ઘણું અપમાન થાય તેવી પદ્ધતિ રાખવામાં આવી હતી—તેવો તે કાયદાનો હેતુ હતો. સ્વાભાવિક

× એશિયામાંથી ત્યાં રહેવા જતા માણસોની નોંધ રાખનાર અમલદાર.

રીતેજ સઘળા હિંદીઓએ આની સામે વાંધો લીધો. પણ તેમનો વાંધો હોવા છતાં કાયદો પસાર કરવામાં આવ્યો. પછી હિંદીઓએ જે પગલાં લીધાં ત્યારથી હાલ જે લડત ચાલે છે તેની શરૂઆત થઇ. ૧૯૦૬ ના સપ્ટેમ્બરમાં, જ્યારે તેમને એમ લાગ્યું કે તેમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને ધારાસભાએ તો કાયદો પસાર કર્યોજ, ત્યારે તેની સામે વાંધો ઉઠાવવા તેમણે એક સભા કરી અને તેમાં તેમણે તેમનો પ્રખ્યાત ઠરાવ પસાર કર્યો—હવે તો તેને તેમણે કોલ કર્યો એમ તેઓ કહે છે—કે, શહેનશાહી સરકાર આ કાયદાને બહાલી આપશે, તો પણ અમે તે માનીશું નહિ. તે સભામાં ઇંગ્લંડ મોકલવાનું તેમણે એક પ્રતિનિધિ—મંડળ નીમ્યું. તે પ્રતિનિધિ—મંડળના અગ્રણિ આપણા મહાન્ અને પ્રસિદ્ધ દેશભક્ત શ્રીયુત્ ગાંધી હતા. પ્રતિનિધિ બંધુએ, આ લડતમાં શ્રીયુત્ ગાંધીએ અમર ભાગ ભજવ્યો છે અને મારે કહેવું જોઇએ કે કોઈ પણ હિંદી, આ સભામાં અથવા હિંદીઓની બીજી કોઈ સભામાં, એવો નહિ હોય, જે સદા તેમનું નામ ઉંડી લાગણી અને અભિમાન સાથે ન ઉચ્ચારે. (આ વખતે આખી સભા ઉભી થઈ અને શ્રીયુત્ ગાંધીના નામનો ત્રણ વાર ઘણોજ ઉત્સાહ-પૂર્વક જયઘોષ કર્યો.) ગૃહસ્થો, શ્રીયુત્ ગાંધીને હું બહુ સારી રીતે ઓળખું છું તે હું મારૂં એક ભાગ્ય સમજું છું. મારી ખાતરી છે કે તેમના કરતાં વિશેષ પવિત્ર, ઉદારચરિત, શૂરા, મહાનુભાવ આત્માનાં આ પૃથ્વી ઉપર અગાઉ કદી પગલાં થયાં નથી. શ્રીયુત્ ગાંધી એક એવા પુરુષ છે. જે પોતે તપસ્વી જેવું સાદું જીવન ગાળી, સત્યનિષ્ઠ, ન્યાયપરાયણ અને પ્રાણીમાત્ર તરફ પ્રેમાર્દ્ર રહી, પોતાના નબળા ભાઇઓ ઉપર જાદુઇ અસર કરે છે અને તેમને નવાં ચક્ષુ અર્પે છે. તેમને માટે કહી શકાય કે તે એક મર્દ, અદ્વિતીય વીર, અનન્ય દેશભક્ત છે. તેમનામાં ભારતીય આર્યજીવનનો પરમોત્કર્ષ પ્રતિફલિત થયો છે. ઇંગ્લંડ પ્રતિનિધિમંડળ મોકલવામાં આવ્યું તેના શ્રીયુત્ ગાંધી નેતા હતા. તેમના પ્રયાસથી અને આપણા કામના વાજબીપણાથી પેલા કાયદાને શહેનશાહની મંજુરી ન મળી. પરંતુ ત્યાર પછી

વસાહતોને સ્વરાજ્ય મળ્યું અને બીજા વર્ષના એટલે ૧૯૦૭ ના ફેબ્રુઆરી કે માર્ચ માસમાં નવી વસાહતી પાર્લમેન્ટ હસ્તિમાં આવી. પાર્લમેન્ટના સભાસદોએ તેમાં બેઠા પછી તરતજ બ્રિટન અને બોર ગૃહસ્થોની એક મરજીથી પહેલુંજ કામ એશિયા સંબંધીનો કાયદો હાથમાં લેવાનું કર્યું. તેમણે તેનો તેજ કાયદો નવા રૂપમાં પસાર કર્યો. અને તેને એશિયાનો કાયદો સુધારનારો કાયદો એવું નામ આપ્યું પ્રથમના ઠરાવમાં જે કલમો તથા શરતો હતી તેજ તેમાં નાંખવામાં આવી. તેમાં હેતુ બે હતા: લડાઇ પહેલાં ત્યાં વસનારા સિવાયના હિંદીઓને વસાહતમાં આવતા અટકાવવા અને જે હિંદીઓ ત્યાં વસતા હોય તેમને તેમનાં નામ નોંધાવવાની ફરજ પાડવી. આને પણ શહેનશાહી મંજુરી તો જોઇએ. પરંતુ આ વખતે એક સ્વરાજ્ય ભોગવતા વસાહત તરફથી આ કાયદો પસાર કરવામાં આવ્યો છે એ કારણ બતાવીને શહેનશાહી સરકારે ઢીલું મૂકયું અને આ કાયદાને શહેનશાહી મંજુરી મળી. આ કાયદા અનુસાર નામ નોંધાવવા જે ધારા ઘડવામાં આવ્યા હતા તે હિંદીઓને ઘણી હીણપત લગાડે તેવા હતા. કોઈ પણ સ્વમાનવાળા માણસને પસંદ ન પડે તેવી ઘણી જાતની વિગતો તેમને આપવાની હતી.

૧૯૦૭ ના અક્ટોબરની આખર પહેલાં સઘળા હિંદીઓએ નામ નોંધાવી દેવાનાં હતાં. શ્રીયુત્ ગાંધીની આગેવાની નીચે હિંદીઓએ આ ધારાની સામે થવાનાં પગલાં તુરત લીધાં. ગમે તે થાય પણ નામ નહિજ નોંધાવવાનો તેમણે નિશ્ચય કર્યો. વસાહતમાં તે વખતે હિંદીઓની વસતિ ૮૦૦૦ ની હતી અને તે સઘળા સરકારની વિરુદ્ધ થયા. સરકારે સમજાવવા પટાવવાને સઘળી જાતની કોશીશ કરી. ત્રણ માસની મુદત હતી તે વધારીને ૭ માસની કરી પરંતુ તે મુદતને અંતે ૮૦૦૦ માંથી માત્ર ૫૦૦ એ નામ નોંધાવ્યાં હતાં અને ૭૫૦૦ બાકી રહ્યાં. પછી ટૂંકો પણ તીવ્ર ઝઘડો થયો. આ અરસામાં એટલે બે વર્ષ ઉપર શ્રીયુત્ ગાંધી અને ત્યાંના કેટલાક આગેવાન માણસોને પકડવામાં આવ્યા અને તેમને જેલમાં નાંખ્યા. પણ તે લડત વધુ સમય ચાલી નહિ, કારણ બીજા વર્ષના જાન્યુઆરી માસમાં બોર સરકાર તરફથી શ્રીયુત્ ગાંધી

સાથે મસલત શરૂ થઈ અને સમાધાન કરવામાં આવ્યું. તે સમાધાનથી સલાહ અને માનભરેલી ગોઠવણ થશે એમ લાગ્યું. સમાધાનમાં મુખ્યત્વે ત્રણ બાબતો હતી. પણ તે લખવામાં આવી નહતી. પ્રથમ શરત એશિયાને લગતા કાયદાને સુધારનારો કાયદો રદ કરવાની હતી. ત્યાર પછી જે લડત ચાલી છે તે બધી આ કાયદો રદ કરાવવા માટેજ છે. એટલે પહેલી શરત એશિયાને લગતો આ કાયદો રદ કરવાની હતી, તેવી સ્પષ્ટ સમજુત હતી. બીજી શરત એ હતી કે, ત્યાં વસતા હિંદીઓને નામ નોંધાવવાનું મરજિયાત રાખવું અને તેના ધારામાંથી હીણપત લગાડનારી બાબતો કાઢી નાંખવી. ત્રીજી શરત એ હતી કે સરકારને જે પ્રતિબંધ મૂકવા હોય તે કોઇ બીજા કાયદાથી મૂકવા. તે કાયદો સામાન્ય રીતે સૌને લાગુ પડવો જોઇએ પણ ખાસ એશિયાના લોકને ઉદ્દેશીને હોવો જોઇએ નહિ. તે કાયદાનું નામ ' ઇમિગ્રેશન રજીસ્ટ્રેશન એકટ ' હતું અને તે સઘળાને લાગુ પડતો હતો. શ્રીયુત્ ગાંધીએ કહ્યું કે સરકારને જે પ્રતિબંધ મૂકવા હોય તે આ કાયદાને આધારે મૂકે. સરકારની નેક ઇમાની ઉપર આધાર રાખી શ્રીયુત્ ગાંધી વસાહતમાં બધે ફરી વળ્યા અને પોતાના દેશબંધુઓને મહામુશ્કેલીએ સમજાવ્યા. તેમના કેટલાક અનુયાયીઓ તો તેમણે આ સમાધાન કર્યું તેથી ગુસ્સે થઇ ગયા હતા. અને તેમનું ખુન કરવાના ઇરાદાથી તેમના ઉપર હુમલ્લો પણ થયો હતો, તથા તેમને ઇસ્પીતાલમાં લઇ જવા પડયા હતા. આવા સંજોગોમાં દૃઢવચની રહી તેમણે ઘણું સરસ કામ કર્યું. ત્રણ કે ચાર માસમાં એટલે બે માસ સુધીમાં તો થોડા અપવાદો સિવાય સમસ્ત હિંદી પ્રજાએ તેમનાં નામ પોતાની મરજીથી નોંધાવી દીધાં. કરારની પોતે પાળવાની શરતો હિંદીઓએ પાળી એટલે પછી જનરલ સ્મટસ અને બોઅર સરકારને એશિયાને લગતો કાયદો સુધારનારો કાયદો રદ કરવાની શરત પાળવાની રહી. જનરલ સ્મટસે વિશ્વાસઘાત કર્યો અને કહ્યું કે, તેવું વચન આપવામાં આવ્યું નહતું. એટલે આપણા દેશીઓને લડત આગળ ચલાવવા અથવા આ નિષ્ઠુર વિશ્વાસઘાત સહન કરી લેવા સિવાય બીજો રસ્તો રહ્યો નહિ. તેમણે પોતાનાં નામ નોંધાવ્યા હતાં એટલે કાયદાનો હેતુ તો પાર પડયો હતો.



D. V. Press, Amd.

## મિ. એચ. એસ. એલ. પોલક.

મહાત્મા ગાંધીજીના ચેલાઓમાં મુખ્ય. સને ૧૯૦૯ તથા ૧૯૧૧ માં દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધી ચળવળ કરવા હિંદમાં આવ્યા હતા. લંડનમાં સત્યાગ્રહી તરીકે જેલમાં ગયા હતા. સને ૧૯૧૬ તથા ૧૭ માં ગીરમીટ બંધ કરવાની ભારે ચળવળમાં આગેવાન. હાલ ઇંગ્લંડમાં 'ઇન્ડિયા' પત્રના અધીપતિ છે.

તેથી તેમણે બીજો એક બહાદુર ઉપાય લીધો. લગભગ ૨૫૦૦ હિંદીઓની એક સભા મેળવી અને તેમાં નામ નોંધાવ્યાનાં જે પ્રમાણપત્રો મળ્યાં હતાં તે જાહેરમાં બાળી મૂક્યાં. પ્રમાણપત્રોની કીમત એ હતી કે કોઈપણ પોલીસનો માણસ તેમની પાસે પ્રમાણપત્ર માંગી શકે અને તે બતાવવાનું તેમને કહી શકે; પ્રમાણપત્ર બતાવે તો બીન હરકતે તેમને જવા દે નહિ તો તેમને પકડીને મૅજીસ્ટ્રેટ સમક્ષ ઉભા કરે. તેમણે પોતાની ખુશીથી આ પ્રમાણપત્રોનો લાભ જતો કર્યો અને બોઅર સરકારને લડાઇનું ખુલ્લું કહેણ મોકલ્યું. બોઅર સરકારે તે સ્વીકાર્યું અને પ્રમાણપત્રો વિનાના માણસોને પકડવાનું અને જેલમાં મોકલવાનું કામ ચાલ્યું. મિ. પોલાક આ દેશમાં આવ્યા તથા શ્રીયુત્ ગાંધી ઈંગ્લંડ ગયા. તે દરમ્યાન બધા મળીને ૩૫૦૦ હિંદીઓએ ઘણે ભાગે સખ્ત મજુરી સાથેની જેલ ભોગવી હતી. આપણા દેશીઓએ માત્ર જેલનુંજ દુઃખ વેઠયું છે એમ નથી. હજારો માણસો તેમની મીલકત ગુમાવી બેઠા છે. શ્રીયુત્ ગાંધીએ અડસટ્ટો કાઢયો છે કે એટલા મુઠીભર હિંદીઓએ બધા મળીને અર્ધાથી એક કરોડ રૂપીઆ સુધીની મીલકત ગુમાવી હશે. લગભગ એક હજાર માણસો ઘરબાર વિનાના થઇ ગયા છે. કુટુંબો પાયમાલ થઇ ગયાં છે અને ઘરબાર વિના ભટકતાં થઇ ગયાં છે. સ્ત્રીઓ તથા બાળકોએ પણ અત્યંત દુઃખ વેઠયાં છે. તેનો બરાબર ચિતાર આપવો પણ કઠણ છે. પોતાના પતિઓ, ભાઇઓ અને પુત્રો જેલમાં ગયા એટલે તેમનું તથા તેમના બાળકોનું ગમે તેમ કરી ગુજરાન ચલાવવા સ્ત્રીઓને રસ્તામાં શાકની ફેરી કરવી પડી. છતાં અત્યાર સુધી આ મુઠીભર હિંદીઓએ તેમની ચળવળ ચાલુજ રાખી છે. તેમનો દાખલો આ દેશમાં વસતા લોકોને માટે ધડો લેવા જોગ છે. ત્રણ વર્ષ સુધી તેમણે આ દુઃખ સહ્યાં. એક તરફથી લડત ચાલુ હોય અને બીજી તરફથી દક્ષિણ આફ્રિકામાં, આ દેશમાં તથા ઈંગ્લંડમાં નિરંતર ચળવળ કર્યા કરે. કેટલાક સમય ઉપર આપણા તે ભાઇઓને એમ લાગ્યું કે સ્થિતિ અત્યંત ગંભીર થઇ ગઇ છે અને તેમને એમ ખબર પડી કે દક્ષિણ આફ્રિકાનાં ચાર વસાહતોને એકત્ર કરીને તેનું એક યુનિયન (સંયુક્ત રાજ્ય)

કરવાનું છે એટલે તેમણે શહેનશાહી સરકાર પાસે વસાહતી પ્રધાન મંડળ ઉપર દબાણ કરાવવા માટે ઈંગ્લંડ એક બીજું પ્રતિનિધિમંડળ મોકલ્યું. તેના અગ્રેસર પણ શ્રીયુત્ ગાંધી હતા. શ્રીયુત્ ગાંધીએ કૃપા કરીને એક તરફથી તેઓ પોતે તથા લૉર્ડ ઍમ્પ્થીલ અને બીજી તરફ લૉર્ડ મોરલી અને લૉર્ડ ક્રયુ વચ્ચે ચાલેલી મસલતને લગતા કાગળો મને વાંચવા આપ્યા છે. શાન્તિપ્રિય માણસ જેટલું કરી શકે તેટલું શ્રીયુત ગાંધીએ આ બાબતમાં કર્યું. પરંતુ આપણા અથવા આપણા તરફના કોઇપણ માણસના દોષ વિના આ મસલત ભાંગી પડી. ટૂંકમાં, વાત આ હતીઃ જનરલ સ્મટસે લૉર્ડ ક્રયુને જણાવ્યું કે, એશિયાના લોકો ગોરા લોકોની સમાન છે એ સ્વીકારવા હું તૈયાર નથી. સમાધાન ભાંગી પડયું એટલે શ્રીયુત્ ગાંધી દક્ષિણ આફ્રિકા પાછા ગયા. તમને જગાડવાને અને તમારી મદદ મેળવવાને મિ. પોલાક અહિં આવ્યા છે. ગૃહસ્થો, વાત આટલે સુધી આવી છે. લડત ફરી ચલાવવાની થઇ એટલે તમારી મદદ મેળવવા તેમને અહિં આવવું પડયું છે. ગઇ કાલેજ મિ. પોલાકને તાર મળ્યો છે કે શ્રીયુત્ ગાંધી, તેમના બીજા દીકરા તથા બીજા કેટલાક ગૃહસ્થોએ કાયદાની સામા થઇને પકડાઇ જવા માટે સરહદ ઓળંગી છે. શું થશે તે આપણે જોવાનું છે. થોડા દિવસ ઉપર, મારા ઉપર પણ એક ટૂંકો તાર આવ્યો હતો. તેમાં શ્રીયુત્ ગાંધીએ જણાવ્યું હતું કે પોતે થોડા સમયમાં જેલમાં જવાની આશા રાખે છે અને ઘણું કરીને બે કે ત્રણ દિવસમાં તેમને પકડવામાં આવશે. લડત આ પ્રકારની છે. અને આપણી આગળ સવાલ એ છે કે, આપણા દેશીભાઇઓને આપણે શી રીતે મદદ કરી શકીએ? મેં તમારી સમક્ષ જે ઠરાવ વાંચ્યો તેમાં ત્રણ મુદ્દા છે. હું અવળા ક્રમમાં આ ત્રણે મુદ્દા ઉપર વિવેચન કરીશ.

પરંતુ તેમ કરતાં પહેલાં આ લડતની સમાલોચના હું ટુંકમાં કરી જાઉં. આ લડતમાં ચાર બાબતો મુખ્ય છે. પહેલી બાબત એ છે કે બોઅર સરકારના સમયથી તે અત્યાર સુધી આપણા દેશીઓની સ્થિતિ ધીમે ધીમે દિન પ્રતિદિન બગડતી ચાલી છે. બીજી બાબત એ છે કે, આપણી માંગણી ન્યાયપુરઃસર અને વાજબી છે. આપણા શહેનશાહે

તથા પાર્લમેન્ટે સર્વ પ્રજાને સમાન ગણવાનું વચન આપેલું, તે મુદ્દાને આપણા દેશીઓ વળગી રહ્યા છે. અને તેઓ આગ્રહ કરે છે કે, આ સમાનતા તે ખરી હોવી જોઇએ; માત્ર પોકળ, શબ્દોની નહિ. ત્રીજી બાબત એ છે કે, આપણા દેશી ભાઇઓએ આ લડત દરમ્યાન કાંઇપણ અઘટિત કૃત્ય કર્યું નથી. ઉલટું તેમણે એવાં કૃત્ય કર્યાં છે કે, આપણાં સર્વેનાં હૃદય અભિમાનના આવેશથી અને આપણા દેશના ભવિષ્યને માટે ઉંચી આશાઓથી ઉભરાઈ જવાં જોઇએ. છેલ્લી બાબત એ છે કે, આપણા ભાઇઓ, તેમને પોતાને માટે નહિ, પણ દેશની આબરૂને માટે, લડી રહ્યા છે. આ બાબત સમજવા જેવી છે. તેઓ તેમને માટે લડત ચલાવી રહ્યા નથી. તેમણે તો તેમની ખુશીથી નામ નોંધાવ્યાં હતાં. અને સરકાર કોઇ રીતે તેમને હરકત કરી શકે તેમ ન હતું. પરંતુ તેમનાં પ્રમાણપત્રો તેમણે બાળી નાંખ્યાં. કારણ હિંદી બોરની સમાન ગણી ન શકાય એવું તેઓ ઇચ્છતા ન હતા. હિંદના નામને આ કલંક લાગે તે તેમને જોઈતું ન હતું. એટલે આ લડત હિંદની આબરૂને માટે છે, આપણામાંના જે ત્યાં જવા ઇચ્છતા હોય તેમના અને ત્યાં જઇને જે રહ્યા છે તેમના હિતને માટે છે. આ લડત એક નાના વસાહતની લડત નહિ પણ આપણી લડત છે. હવે આપણા ઠરાવમાં શી માંગણી કરી છે તે જોઇએ. આપણી માંગણીઓનો અવળા ક્રમમાં વિચાર કરીશું. પાર્લમેન્ટ પાસે આપણી માંગણી આટલી છેઃ પાર્લમેન્ટના સભાસદોને તથા રાજદ્વારી પુરુષોને આપણે માનપૂર્વક જણાવીએ છીએ કે, પોતાને સામ્રાજ્યક રાજ્યનીતિજ્ઞ પુરુષો કહેવડાવનારાઓએ, વસાહતો માત્ર ગોરા લોક માટેજ છે અને ત્યાંની બીનખેડાયલી જમીન ગોરા લોકનેજ માફક આવે એમ છે એવી જે નીતિ વારંવાર જાહેર કરી છે તે સ્વાર્થી અને અન્યાય ભરેલી છે અને હિંદના લોકો તે કદી કબુલ રાખશે નહિ. તે નીતિ અન્યાય ભરેલી એટલા માટે છે કે, કાંઇ નહિ તો કાલ્પનિક રીતે હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનું અંગ બન્યું છે; આપણને કહેવામાં આવે છે કે તમે બ્રિટનની પ્રજા છો અને

શાહેનશાહની ગોરી પ્રજાની સમાન છો; છતાં વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે આપણે શાહેનશાહની બીજી પ્રજાની સમાન નથી, પણ તેમની બીજી ગોરી પ્રજાનીએ પ્રજા છીએ. આપણે કહીએ છીએ કે તમે સામ્રાજ્યનું ખરૂં હિત સમજતા હો તો તમારે આ નીતિ ચાલવા દેવી જોઇએ નહિ. તમારે તે બદલી નાંખવી જોઇએ અને જેમ બને તેમ જલદી બંધ કરવી જોઇએ. શાહેનશાહી સરકારને આપણી વિનંતી એટલી છે. હિંદની સરકારને આપણી વિનંતિ એ છે કે, તમે આ દેશના રાજ્યકર્તા છો. ટ્રાન્સવાલ અથવા દક્ષિણ આફ્રિકાના સંયુક્ત રાજ્યના આડતીયા નથી. તમારે તમારા મનમાં આ દેશના લોકનું હિત ઉપર રાખવાનું છે. મને આનંદ થાય છે કે, હિંદુસ્નાનની સરકાર આ બાબતમાં આવોજ મત ધરાવે છે. આપણે તેમને કહીએ છીએ કે અરજીઓ કરવાનો સમય હવે ગયો છે. અસંખ્ય અરજીઓનું કાંઇ પરિણામ આવ્યું નથી. હવે પ્રતિકાર કરવાનો સમય આવ્યો છે. સદ્‌ભાગ્યે, હિંદુસ્તાનની સરકારના હાથમાં પ્રતિકારનો ઉપાય છે. નાતાલને હિંદમાંથી મજુરો જોઇએ છે છેલ્લા ચાર વર્ષના આંકડા ઉપરથી જણાય છે કે, સને ૧૯૦૫માં ૮,૦૦૦ હિંદીઓ ગીરમીટીઆ મજુર તરિકે લઇ જવામાં આવ્યા હતા. તેના બીજા વર્ષે એટલે ૧૯૦૬ માં ૭,૦૦૦, ત્રીજા વર્ષમાં ૬,૦૦૦, અને ગયા વર્ષમાં ૩,૦૦૦ હિંદીઓને લઇ જવામાં આવ્યા હતા. તેમને ગીરમીટીયા મજુરો જોઇએ છીએ. તેમને ત્યાં સ્વતંત્ર હિંદીઓ જોઈતા નથી. હિંદની સરકારને એટલુંજ કહેવાનું છે કે, સ્વતંત્ર હિંદીઓને આવવા દેવા જોઇશે; નહિ તો ગીરમીટીઆ મજુરો વિના ચલાવી લેવું પડશે. આ ચોકખી અને ચટ વાત છે. ધારાસભાના નવા બંધારણથી આપણા સભાસદોને, કાંઇ નહિ તો ઠરાવના રૂપમાં આ સવાલ ધારાસભામાં લાવવાની તક મળશે. ધારાસભાના સભાસદો આ બાબતમાં તેમની ફરજ સમજશે અને તાકીદે ઠરાવ રજુ કરશે એવી મારી ઉમેદ છે. આપણે સરકારને કહેવાનું કે, ગીરમીટીઆ મજુરોને અહિંથી લઇ જતા અટકાવો. સરકારની પરવાનગીથી મજુરોને લઇ જવામાં આવે છે. એટલે તે પરવાનગી માત્ર ખેંચી લેવાનીજ નહિ, પણ મજુરો લઈ જતા બીલકુલ અટકાવવાની તેમને સત્તા છે. દેશાન્તર

વસવાટના પ્રશ્નની તપાસ કરવા હમણાં કમિશન નીમાયું હતું. તેણે કહ્યું છે કે, હિંદના મજુરો વિના નાતાલના ઘણા ઉદ્યોગો અટકી પડે. તેવા ઉદ્યોગોનાં નામ કમિશને ગણાવ્યાં છે. હિંદની સરકાર નાતાલની સરકારને અને દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારને કહી શકે કે, હિંદીઓની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી હિંદમાંથી દક્ષિણ આફ્રિકા માટે ગીરમીટીયા મજુરો લઇ જવા દેવામાં આવશે નહિ. હિંદની સરકારને આપણી વિનંતિ આટલી છે. હવે આપણા દેશી ભાઇઓને એ વિનંતિ છે કે, ટ્રાન્સવાલમાં વસતા થોડા માણસો તેમની ફરજ બજાવી રહ્યા છે. તેમણે કાંઇજ અઘટિત નહિ, પરંતુ બધુંજ યોગ્ય કર્યું છે. તેમની લડતને સત્યાગ્રહની લડત કહેવામાં આવે છે . સત્યાગ્રહની લડત શું છે? તે માત્ર આત્મ-સંરક્ષણાર્થે છે અને તેમાં હથિયાર નૈતિક અને આધ્યાત્મિક છે. સત્યાગ્રહી પોતે દુઃખ વેઠી લઇને જુલમની સામે થાય છે. તે શરીરબળ સામે આત્મબળ વાપરે છે. મનુષ્યની આસુરી શક્તિ સામે દૈવી શક્તિ ધરે છે. જુલમની સામે તે સહન કરી લેવાનો ઉપાય લે છે. શરીરની સામે તે આત્માને મૂકે છે. અન્યાયની સામે શ્રદ્ધાને ખડી કરે છે. અસત્યની સામે સત્ય રજુ કરે છે. અન્યાયી કાયદા અથવા હુકમની સામે સત્યાગ્રહી બુદ્ધિપૂર્વક અને ખુલ્લી રીતે થાય છે. કારણ તેવા કાયદા અથવા હુકમને તેનું અંતઃકરણ માન્ય કરી શકતું નથી. કાયદો તોડવાનાં પરિણામમાંથી સત્યાગ્રહી છટકી જવા ઇચ્છતો નથી. પરંતુ તે તેનાં પરિણામો વ્હોરી લે છે અને તેમાં ઇજ્જત રહેલી માને છે. આ લડત ખરેખરી આધ્યાત્મિક છે અને હિંદની અધ્યાત્મ ભાવનાની ઉચ્ચ પરંપરાને તે તાત્ત્વિક રીતે અનુરૂપ છે. હું ફરીથી કહું છું કે, આપણા દેશી ભાઈઓએ ન છાજે એવું કાંઇ કર્યું નથી. ઉલટું તેમણે જે કાંઇ કર્યું છે તે છાજતું જ કર્યું છે. હવે આપણે જોવાનું એ છે કે, તેમની મદદે જવું કે નહિ? કારણ હું કહી ગયો તેમ, આ ન્હાની સંખ્યા ઝટ નાશ પામતી જાય છે. તેમને અર્ધા કરોડથી એક કરોડ સુધીનું તો નુકસાન અત્યાર સુધીમાં થઈ ગયું છે. તેનો અર્થ શો તે તમે કલ્પી શકશો. તેમને હવે પૈસા જોઇએ છે. જો કે તમારાં નાણાં તેમને મળે

કે નહિ, પણ તે લોકો તો તેમની લડત ચલાવવાના જ છે. તેઓ તેમનાં છોકરાં ઇશ્વરને આશરે મૂકીને વારંવાર જેલમાં જાય છે. જો મદદ નહિ મળે તો કદાચ સ્ત્રીઓ તથા છોકરાં મરી જશે. જો મદદ મળશે તો હજી લડત બરાબર ચાલશે. મદદ મોકલવાની આપણી ફરજ છે. દક્ષિણ આફ્રિકાની પાર્લમેન્ટ આવતા જુલાઈ માસમાં મળનાર છે. ત્યાં સુધી તો આપણે કોઇ પણ રીતે આ લડતને ટકાવી રાખવી જ જોઈએ. નવી પાર્લમેન્ટ જ્યારે મળશે ત્યારે તેના ઉપર દબાણ થવાનો સંભવ છે. એટલે ત્યાં સુધી તો આપણે આ લડત ચલાવવી જ જોઇએ. નવી પાર્લમેન્ટ કેવી શરતો કરે છે તેના ઉપર ઘણો આધાર રહેશે. તે જો માન સચવાય તેવી હશે તો ગાંધીજી એવા માણસ નથી, જે સમાધાનની આડે આવે. જો શરતો અનુકૂળ નહિ હોય તો, લડત ગમે તેટલી સખ્ત થશે પણ ગાંધીજી તે છોડે તેવા નથી. આપણે તો કોઇ પણ રીતે લડત માટે નાણાં ભેગાં કરવાં જ જોઇએ. આ જવાબદારી આપણે નહિ ઉઠાવીએ તો સુધરેલી દુનિયા આગળ આપણે નીચું ઘાલવાનું થશે. એપ્રીલ સુધીમાં ઓછામાં ઓછા લાખ રૂપીઆ તો થવા જ જોઇએ. આ ઠરાવમાં મિ. તાતાનું નામ જણાવ્યું છે. તેમણે તેમના મહાન્ અને તેજસ્વી નામના તેજમાં વધારો કર્યો છે. તેમણે વસાહતમાં વસનારાઓ માટે રૂ. ૨૫૦૦૦) તો આપ્યા છે. તે ઉપરાંત દેશમાંથી એક લાખ રૂપીઆ થવા જોઇએ. મારે મિ. પોલાક સાથે વાત થઇ હતી, અને અમે વિચાર કર્યો હતો કે, મિ. તાતાની રકમ ઉપરાંત મુંબાઇમાંથી રૂ. ૨૫૦૦૦ મળે, મદ્રાસ અને સંયુક્ત પ્રાન્તો રૂ. ૧૫૦૦૦ આપે, અને તેના કરતાં બંગાલની ચારગણી વસતિમાંથી બીજા રૂ. ૨૫૦૦૦ મળી શકે, પછી પંજાબ અને વરાડ રૂ. ૧૦૦૦૦ આપે તો લાખ રૂપીઆ થઇ જાય. દેશને ખાતર અને આપણી આબરૂને માટે, તે લોકોએ જે દુઃખો સહન કર્યાં છે તેના આગળ એક લાખ રૂપીઆ શી વિસાતમાં છે? મારી વિનંતી માત્ર આટલીજ છે. આ લોકની મદદે આવવાની તમારી ફરજ છે. તમે આ કસોટીમાંથી પાર ઉતરો. અત્યારે આપણી એટલે આપણા

આખા રાષ્ટ્રની કસોટી છે. આપણી દેશભક્તિ, જાહેર જુસ્સો અને આપણી ખરી લાગણીનો ઈશ્વર અને મનુષ્ય સમક્ષ કસોટી થવાનો આ પ્રસંગ છે. તેમાંથી આપણે જે રીતે પાર ઉતરીએ તેના ઉપર આપણા દેશનો આધાર છે. જો આપણે કસુર કરશું તો પછી બીજો જમાનો પેદા થઈ, આપણું સ્થાન લેશે અને માતૃભૂમિની વધારે સારી સેવા બજાવશે, ત્યાં સુધી આપણે છાનામાના શરમથી નીચું માથું ઘાલી બેસી રહેવું પડશે. જો તમે બરાબર પાર ઉતરો, તમારૂં કર્તવ્ય અને જવાબદારી બરાબર ઉઠાવો તો લડત આગળ ચાલશે અને સૌ રૂડાં વાનાં થશે. આપણે નિષ્ફળતા, દુઃખ અને મુશ્કેલીમાંથી પસાર થવું પડે, ઘણું કામ નવેસરથી કરવું પડે, છતાં અન્તે, તેમાં આપણા દેશી ભાઇઓનું અને દેશનું ભલું છે.



## જોહાનીસ્બર્ગની મિજલસમાં આપેલું ભાષણ.

[ દક્ષિણ આફ્રિકાના સવાલ સંબંધે જાતે તપાસ કરવા તથા ત્યાંના હિંદીઓને મદદ કરવા નામદાર ગોખલે સને ૧૯૧૨ માં દક્ષિણ આફ્રિકા ગયા હતા. ત્યાં જોહાનીસ્બર્ગ શહેરમાં મેસૅાનિક હૉલમાં તેમના માનમાં તા. ૩૧-૧૦-૧૯૧૨ ના રોજ એક મિજલસ ભરવામાં આવી હતી. તેમાં ત્યાંના મેયર મિ. એલીસ પ્રમુખ હતા. તે સમયે નામદાર ગોખલેએ આપેલા ભાષણનો સારઃ ]

આજની આ મહાન્ અને પ્રસિદ્ધ મિજલસ તરફથી મને જે ખાસ માન મળ્યુંછે તે માટે આ મિજલસમાં એકત્રિત થયેલા ગૃહસ્થોનો યોગ્ય રીતે ઉપકાર માનવાનું કામ ઘણું કઠણ છે, એમ કહેવામાં હું માત્ર શિષ્ટાચાર કરતો નથી. આ મિજલસમાં જોહાનીસ્બર્ગમાં વસતા મારા દેશી ભાઇઓજ માત્ર હાજર છે તેમ નથી, પરંતુ જાહેર કાર્યોમાં, વેપારધંધામાં તથા જનદયાને માટે પ્રયાસ કરવાનાં ક્ષેત્રોમાં અગ્રસ્થાન ભોગવતાં ઘણાં યુરોપીય સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો પણ પધાર્યા છે. એટલે હું દક્ષિણ આફ્રિકામાં આવ્યો ત્યારથી મને જે આવકાર આપવામાં આવ્યો છે અને મારી જે મહેમાનગીરી કરવામાં આવી છે તેની અહિં પરાકાષ્ટા થઈ ગઇ છે. હું વિના સંકોચે સ્વીકારૂં છું કે, જ્યારે થોડા માસ ઉપર દક્ષિણ આફ્રિકામાં આ કામ માટે મેં આવવાનુ નક્કી કર્યું ત્યારે મને એવી આશા ન હતી કે, અહિં મારો સમય આટલો આનંદમાં જશે. તેમ મારી આ મુસાફરીનાં જે સુખદાયક સંભારણાં મને સદા રહેશે, તેની પણ પ્રથમ મને આશા ન હતી. હું એટલું પણ કહી દઉં છું કે આ દેશમાં મારા દેશબંધુઓને જે દુઃખ વેઠવાં પડે છે તે મારે ભાગ પણ આવશે એવો મને મનમાં દગદગો હતો. અને હું તો કેપ ટાઉનમાં દેશાન્તર વસવાટ ખાતાનો અમલદાર જે લખાવે તે ૫કરો અંગ્રેજીમાં શુદ્ધ રીતે લખીને, તેને સંતુષ્ટ કરવાને અથવા રેલની મુસાફરીમાં ખાસ અગવડો વેઠવાને અથવા ટ્રાન્સવાલમાં દાખલ થતાં પહેલાં ખાસ પરવાનગી મેળવવાનું મને કહેવામાં આવે તે

માટે, પહેલેથી તૈયારજ હતો. પરંતુ આમાંનું કાંઇ પણ બનવાને બદલે હું તો અહિં પૂરેપૂરી સગવડતાથી, યુનિયન સરકાર તરફથી કૃપા કરીને મારે માટે ખાસ રાખવામાં આવેલી ગાડીમાં, મુસાફરી કરૂં છું અને જ્યાં જાઉં છું ત્યાં મને ખૂબ સ્નેહભર્યો સત્કાર મળે છે. દક્ષિણ આફ્રિકાની યુરોપીય કોમે પણ, મારી અવગણના કરવાને બદલે મને સારો આવકાર આપ્યો છે. તે માત્ર વિવેકને ખાતરનો નથી; પરંતુ તેમાં કાંઇ એવો અવર્ણનીય ભાવ છે, જેથી તે માત્ર શિષ્ટાચાર નથી લાગતો પણ તેમાં અંતરનો ખરો ઉમળકો દેખાઇ આવે છે. આ બધાનો સ્વીકાર યોગ્ય રીતે કેમ કરવો તે મને સૂઝતું નથી, પણ હું એટલું તો કહું છું કે મારૂં કાર્ય સફળ થાય કે નિષ્ફળ થાય, પરંતુ મારા તરફ જે સ્નેહભાવ દર્શાવવામાં આવ્યો છે તેથી મારા હૃદયમાં જે આનન્દ, સંતોષ અને આભારની લાગણી પ્રકટ થઇ છે તે કદી ભૂંસાશે નહિ.

અહિં હું આવ્યો ત્યાર પછી અનેક વખત મેં જણાવ્યું છે કે, મારા અહિં આવવાનું પ્રયોજન આ દેશમાં હિંદીઓનો જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે બાબતની જાતમાહિતી મેળવવાનું અને બની શકે તો આ ગંભીર અને ગુંચવણ ભરેલી મુશ્કેલીનો નિવેડો લાવવામાં કાંઇ મદદરૂપ થવાનું છે. મને અહિં આવ્યે દશ દિવસ થયા, પરંતુ તેટલા ટૂંકા સમયમાં જુદા જુદા મત ધરાવનારા આગેવાન માણસોને મળવા હું ભાગ્યશાળી થયો છું. તેમની સાથે થયેલી વાતચીતો ઉપરથી તથા અહિં આવ્યા પહેલાં આ સવાલનો જે કાંઇ અભ્યાસ મારાથી બની શકેલો તે ઉપરથી, અહિંની સ્થિતિનો સાધારણ રીતે ખરો ખ્યાલ મને આવી શકયો છે. અને જો કે મારી મુસાફરી પૂરી કર્યા પહેલાં અહિંની સ્થિતિ ઉપર મારા છેવટના વિચારો હું આપતો નથી,—કારણ ન્યાયની ખાતર મુસાફરી પૂરી કર્યા પહેલાં મારે કાંઇ વિચાર બાંધી દેવા જોઇએ નહિ,—પરંતુ આવા અગત્યના મેળાવડા વખતે હું ધારૂં છું કે કયે રસ્તે પ્રશ્નનો નિર્ણય લાવી શકાય તેમ છે, અને શી રીતે સમાધાન માટે પ્રયાસ થઇ શકે, તે બાબત હું સામાન્ય વિવેચન કરી શકું. હું ધારૂં છું કે, આ પ્રશ્નની મુખ્ય મુખ્ય મુશ્કેલીઓ શી રીતે ઉકલી શકાય તેમ છે

તે બરાબર સમજતા પહેલાં વસ્તુસ્થિતિ ઉપર ઉપરથી પણ સમગ્ર રીતે જોઇ જવી ઠીક છે; કારણ એવું બનવાનો સંભવ છે કે આપણે આપણું પોતાનું જેમાં હિત હોય તેવી અમુકજ બાબત હમેશાં જોયાં કરીએ અને તેના ઉપરજ તરંગ દોડાવ્યાં કરીએ. તેથીજ કોઇ પણ વિવાદ શરૂ કરતાં પહેલાં તે વિષયનું દિગ્દર્શન કરી જવું યોગ્ય ગણાય છે.

દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ કેવી છે? હું મારાથી બને તેટલો દરેક પક્ષના દષ્ટિબિન્દુથી, અને વળી વિશેષ કહું તો, દરેક પક્ષ તરફ સમભાવથી, તેનો અભ્યાસ કરવાનો પ્રયત્ન કરૂં છું. પ્રથમ યુરોપીય કોમ લઇએ. તેમની સંખ્યા ન્હાની છે અને તેઓ એક મ્હોટા દેશમાં, તદ્દન જુદીજ જાતના અને સંસ્કૃતિમાં તદ્દન જુદીજ કક્ષા ઉપરના, અસલ વતનીઓની મ્હોટી વસતિની વચ્ચે આવીને વસ્યા છે. તેને અંગે કેટલાક સામાજિક રાજકીય, આર્થિક અને નૈતિક પ્રશ્નો ક્યારનાય ઉપસ્થિત થયા છે, અને કોમના ડાહ્યા માણસો તેના ભવિષ્યની ચિંતામાં પડયા છે. આ સવાલ ઘણો મુશ્કેલ હતો; તેટલામાં એક ત્રીજીજ જાતના માણસો, પેલા બન્નેથી ભિન્ન પ્રકારના, ત્યાં આવી પડયા. તેમણે ઘરબાર કરવા માંડયાં અને વસવાટ કર્યો. આ લોકોની સંખ્યા પ્રમાણમાં ઘણી ન્હાની છે. પરંતુ યુરોપીય કોમને લાગ્યું છે કે ધીમે ધીમે તે સંખ્યામાં વધારોજ થતો જાય છે અને કાળક્રમે તેઓ તેમનાથી હઠી જશે. વળી તેમની સંસ્કૃતિને, તેમના પરંપરાગત રીતરિવાજોને તથા તેમની સંસ્થાઓના સ્વરૂપને, દેશની મોટી અસલ વસતિથી જે અસર થવાની તેમાં આ લોકોના આવવાથી વધારો થશે, એમ પણ તેમને ભય લાગ્યો. આ ઉપરાંત રંગદ્વેષ નો સવાલ ઘણો તીવ્ર થઈ પડયો. આ સવાલની તીવ્રતા જોઇ મને નવાઇ લાગે છે. વળી તેમની કોમના અમુક માણસોના આર્થિક હિતનો સવાલ પણ તેમાં રહેલો છે. તે પણ એક કારણ છે. આ ત્રીજી આવેલી જાતના લોકની સાથે યુરોપીયોને સખ્ત હરિફાઇમાં ઉતરવું પડે છે. આટલી યુરોપીય લોકની તકરાર છે અને હું ધારૂં છું કે તેમની હકીકત મેં મારાથી બની શકે તેટલી વાજબી રીતે રજુ કરી છે.

હવે હું હિંદી પક્ષની તકરાર તરફ નજર ફેરવવા તમને વિનવું

છું. જેવી રીતે યુરોપીય લોકોની લાગણીઓ સાથે ઓતપ્રોત થઈ ગયા હતા તેવી રીતે હિંદીઓની લાગણીઓ સાથે પણ થઈ જશો. દેશની હિંદી વસતિ સંખ્યામાં ઘણી ન્હાની છે. યુરોપીય વસતિના ½ થી પણ થોડી. મારા જાણવા પ્રમાણે હિંદીઓની કુલ વસતિ દોઢ લાખની છે. તેમાંથી ગીરમીટમાંથી છુટા થયેલા તેમના વંશજો તથા હાલ નાતાળમાં ગીરમીટ પદ્ધતિથી કામ કરનારા મજુરો એટલા મળીને એક લાખ વીશ હજાર છે. એટલે પહેલો તો તમને હું એ વિચાર કરવાનો કહું છું કે, હિંદી વસતિનો મ્હોટો ભાગ, તો આ દેશના અમુક ગોરાઓના હિતને સારૂ બ્રિટિશ સરકાર તરફથી લાવવામાં આવેલા માણસોનો છે. અને બાકીના ત્રીસ હજાર આ ગીરમીટીઆઓની પાછળ આવેલા છે.

આ વર્ષના માર્ચ માસમાં, અમારી ધારાસભાના એક વિવાદમાં સને ૧૮૬૦માં નાતાલમાં ગીરમીટીઆ મજુરી દાખલ કરવામાં આવી તે વખતે, હિંદુસ્તાનની સરકાર તથા ઇંગ્લંડની સરકાર વચ્ચે ચાલેલો પત્ર વ્યવહાર મારે વાંચી બતાવવાનો પ્રસંગ આવ્યો હતો. તે પત્રોમાં શહેનશાહી સરકાર તરફથી હિંદુસ્તાનની સરકારને અતિ પવિત્ર વચનો અપાયલાં છે કે, નાતાળમાં જે લોકોને લઇ જવામાં આવશે તેમના તરફ ગીરમીટની મુદત દરમ્યાન ઘણું સારૂં વર્તન ચલાવવામાં આવશે, તથા તેમનો કરાર પુરો થયા પછી તેમને દેશમાં વસવાટ કરવા દેવામાં આવશે. હિંદુસ્તાનની સરકાર ગીરમીટ પદ્ધતિ કબુલ રાખે તેટલા માટે શહેનશાહી સરકારે તેને આ લાલચો બતાવી હતી. અને પહેલાં થોડાં વર્ષ તો ગીરમીટીયા મજુરો તરફ નાતાલની યુરોપીય પ્રજાનું વલણ હાલ છે તેના કરતાં તદ્દન જુદાજ પ્રકારનું હતું. કોઇ હિંદી છુટો થયા પછી આ દેશમાં રહેશે તેની તે સમયે ધાસ્તી ન હતી. તે વખત તો ગીરમીટની મુદત પુરી કર્યા પછી તે જતો રહેશે એવો ભય હતો. માટે તે હિંદ પાછો ન જાય અને વસાહતમાંજ રહે તેટલા સારૂ તેની આગળ જેટલી બની શકે તેટલી લાલચો ધરવામાં આવતી. તે જોઇએ તેટલું સ્પષ્ટ રીતે સાબીત થઇ શકે તેમ છે.

પરંતુ એંસીના દાયકામાં યુરોપીય લોકનું વલણ ધીમે ધીમે બદલાવા

માંડયું. અને અત્યારે તો ગીરમીટની મુદ્દત પુરી કર્યા પછી વસાહતમાં રહેતા દરેક પુરુષ તથા સ્ત્રી અને છોકરાં–૧૩ વર્ષની ઉપરની છોકરીઓ તથા ૧૬ વર્ષ ઉપરના છોકરાઓ–ઉપર માથાદીઠ ત્રણ પાઉન્ડ (રૂ. ૪૫) નો તદ્દન અન્યાયી, બેહુદો વેરો નાંખવા સુધી તેઓ પહોંચ્યા છે. તે સવાલના ગુણ દોષમાં હું અત્યારે ઉતરતો નથી. તેમનું વલણ કેવું પુરેપૂરૂં બદલાઇ ગયું છે તે બતાવવાનેજ આ હું કહું છું. તેમનું વલણ ગમે તેટલું બદલાય, પરંતુ એક વાત તો સ્પષ્ટજ છે કે, હિંદીઓ આ દેશમાં પોતાની મેળે આવ્યા નથી. અમુક ગોરાઓના લાભ માટે તેમને આ દેશમાં લાવવામાં આવ્યા છે. સ્વતંત્ર હિંદીઓ આવ્યા છે તે ગીરમીટીઆ મજુરોની પાછળ આવ્યા છે. હિંદી વસતિનો મ્હોટો ભાગ ગીરમીટમાંથી છુટા થયેલા મનુષ્યોનો, તેમના વંશજોનો તથા ગીરમીટમાં કામ કરતા મજુરોનો છે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં આ સવાલ ઉપર હિંદુસ્તાનમાં હિંદીઓની લાગણી કેવી છે તે વધારે સારી રીતે સમજી શકાશે. તેમના દેશબન્ધુઓને ગોરા લોકોના લાભ માટેજ અહિ આવવાને લલચાવ્યા. હિંદની મજુરીને લીધેજ નાતાલની આબાદી છે તે સ્વીકારાયલું છે, અને હવે તેમના ઉપર સખ્ત જુલમ અને અન્યાય થવાની વાતો હિંદીઓના વાંચવામાં આવે છે. કદાચ તે અતિશયોક્તિભરેલી હશે, પરંતુ તેમને લાગે છે કે, તેમના દેશ–બન્ધુઓને સખત કાયદા નીચે રહેવું પડે છે અને તે કાયદાનો અમલ વળી વિશેષ સખ્તાઇથી કરવામાં આવે છે. તેમની સાથે શા માટે આવી વર્તણુંક ચલાવવામાં આવે છે, તે તેઓ સમજી શકતા નથી. હિંદુસ્તાનના લોકો અહિંના સવાલની બધી ગુંચો જાણતા નથી અને તેથી તેમના વાંચવામાં જે આવે છે તે ઉપરથી તેમનામાં અતિશય ક્રોધની લાગણી પેદા થઇ છે. આ પ્રશ્નની બીજી બાજુ છે.

દક્ષિણ આફ્રિકાના હિંદીઓની પાછળ આખું હિંદુસ્તાન છે. તે પ્રાચીન દેશના લોકોએ દુનિયાની સંસ્કૃતિ અને પ્રગતિમાં શરમાવું ન પડે તેવો ફાળો આપ્યો છે. તેઓને એમ લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્ય સાથે હવે તેઓ જોડાયા છે એટલે ઇંગ્લંડના વાવટા નીચે સ્થિરતાથી આગળ વધવાની તક તેમને મળશે. આ સૌની પાછળ, એટલે કે

યુરોપીય કોમની તેમજ હિંદી કોમની પાછળ, બ્રિટિશ વાવટો ફરકાવતું, અને તેના આશ્રય તળે વસતા સર્વે લોકને સમાનતા અને ન્યાયનું વચન આપતું બ્રિટિશ સામ્રાજ્ય ખડું છે. ટુંકાણમાં વસ્તુસ્થિતિ આ છે. હું આશા રાખું છું કે મેં કોઇ જગાએ ખોટો ભાર મૂક્યા સિવાય અને કાંઈ પણ અતિશયોક્તિ વિના તે વર્ણવી છે. હવે આવી સ્થિતિને શી રીતે પહોંચી વળવું? કમનસીબે રાજ્યતંત્રીનું કાર્ય કોરી પાટી ઉપર લખવા જેવું નથી. પહેલાં કાંઇ બન્યું જ નથી એમ માનીને તેનાથી કદી કોઇ સવાલ હાથમાં લેવાય નહિ. ઘણુંખરૂં હમેશના વ્યવહારમાં, પહેલાંનાએ જે કર્યું હોય તે તેને જોવાનું હોય છે અને તેમાં કોઇક સ્થળે કાંઇક કાઢી નાંખીને, કાઇક સ્થળે કાંઇક ઉમેરીને અને કોઇક સ્થળે કાંઇક ફેરફાર કરીને વર્તમાન જરૂરીયાતને માફક આવે તેવું તેને બનાવવું પડે છે. ગમે તે દેશમાં વ્યાવહારિક પ્રશ્નોનો નિર્ણય તો આવીજ રીતે લાવી શકાય. વ્યાવહારિક નીતિશાસ્ત્રનો આ મૂળભૂત સિદ્ધાન્ત છે. રાજ્યતંત્રીને પોતાના કાર્યનો પાયો ન્યાય ઉપર માંડવો જોઇએ, એ નિઃસંદેહ છે; ઉચ્ચ ઉદ્દેશથી તે પ્રેરાયલો હોવો જોઇએ; અને પરસ્પર વિરોધી હિત જાળવવાની તેણે ચીવટ રાખવી જોઇએ; અને ત્યારપછી જે હકીકત તેના જાણવામાં આવે તે ઉપર તેને નિર્ણય કરવાનો રહે છે. જો આ પ્રશ્નનો નિવેડો લાવવો હોય તો બન્ને પક્ષવાળાઓએ આવી વૃત્તિથી પરીક્ષા કરવી જોઇએ. હકીકત ખુલ્લી છે. એક તરફથી દોઢ લાખ હિંદીઓ ન્યાયી વર્તનની માંગણી કરી રહ્યા છે; બીજી તરફ યુરોપીય કોમ છે. તેને હિંદીઓ તરફ અણગમો છે અને તેનું સર્વસ્વ જોખમમાં છે એમ તેને લાગે છે. આ વસ્તુ સ્થિતિમાં, મુશ્કેલીનો રસ્તો કાઢવાનો અને સર્વે પક્ષને વાજબી રીતે સંતોષ થાય તેવી રીતે પ્રશ્નનો નિર્ણય લાવવાનો કયો માર્ગ છે? આવી રીતે સામાધાનની વૃત્તિથી પ્રશ્નનો વિચાર કરીએ તો પહેલું એ ધ્યાનમાં રાખવાનું છે કે, એમાંથી એકકે પક્ષમાં દુઃખદાયક અથવા કડવી લાગણી પેદા કરે તેવી જાતનું સમાધાન સ્વીકારાવાનો સંભવ નથી, અને જોરજુલ્મથી તેવું કાંઇ કરવામાં આવશે તો તે ટકશે નહિ. ત્યારે બન્ને પક્ષને સ્વીકાર્ય થઇ પડવાની

વાજબી આશા રાખી શકાય એવા કોઇ પણ જાતના નિરાકરણની વાત લાવવામાં આવે તે પહેલાં કયાં દુઃખ તથા કડવાશ દૂર કરવાની જરૂર છે ? પ્રશ્નનો વિશાળ દૃષ્ટિથી વિચાર કરીએ તો એમ કહી શકાય કે હિંદીઓ સામે યુરોપીયોનો વાંધો બે પ્રકારનો છે. પહેલો વાંધો હિંદીઓથી હઠી જવાના ભયને લીધે ઉપસ્થિત થયેલો છે; બીજો વાંધો કાળક્રમે હિંદીઓની ભરતી થઇ જાય તેને લીધે તેમની રાજકીય અને બીજી સંસ્થાઓ ઉપર અસર થાય, તે છે. આ ઉપરાંત તેમની કોમના અમુક માણસોનો વાંધો વેપારમાં હિંદીઓની હરીફાઇનો છે. પણ તે પહેલા બે વાંધા કરતાં જુદી જાતનો છે; કારણ તેની સામે વસ્તુઓ વાપરનારા એટલે લોકો, જે હરીફાઇ અટકાવવા નથી માંગતા, પણ વસ્તુ જેમ બને તેમ સસ્તી ખરીદવાની ઇચ્છાવાળા હોય છે તેમના લાભનો સવાલ ઉભો થાય છે. પરંતુ વર્તમાન સ્થિતિનો કોઈ પણ રીતે વિચાર કરતાં, પહેલા બે વાંધા ગંભીર પ્રકારના અને મૂલભૂત જણાય છે. યુરોપીયોને હું આટલી ખાતરી આપવાની જરૂર જોઉં છું કે, જો વાજબી નિરાકરણ થાય તો ઉપરની બન્ને હરકતો સંબંધે તેમણે કાંઇ ભય રાખવો નહિ. હું એટલું સમજી શકું છું કે, જ્યાં સુધી દક્ષિણ આફ્રિકામાં વસતા ગોરાઓને આ દેશમાં હિંદીઓની હમેશ ભરતી નહિ થયે જાય તે બાબતમાં ખાતરી પડે નહિ, જ્યાં સુધી તેમને એમ નક્કી ન લાગે કે, આ દેશમાં જામેલી તેમની સત્તાને કાંઈ વાંધો નહિ આવે, ત્યાં સુધી પ્રશ્નનું, યુરોપીય કોમને સ્વીકાર્ય થાય તેવું નિરાકરણ લાવવું શક્ય નથી. આ ખાતરી કયા રૂપમાં આપી શકાશે તેની મસલત અને ગોઠવણ કરવાની છે. પરંતુ હિંદી કોમનાં, ધકાવી નાંખે તેવાં દુઃખો દૂર થાય તેવું નિરાકરણ લાવવાની આશા રાખીએ તે પહેલાં આ બાબતો સંબંધે યુરોપીયોના મનને શાન્તિ વળવી જોઇએ. યુરોપીયોને આ બે બાબતો વિષેનો ભય દૂર થયેલો લાગશે એટલે હું ધારૂં છું કે, તેઓ સમજશે કે હિંદીઓ પણ દક્ષિણ આફ્રિકાની પ્રજા છે, અને આ દેશની સરકાર જેમ તેની બીજી પ્રજાઓ માટે છે તેમ હિંદીના ભલાને માટે પણ ઇંતેજાર હોવી જોઇએ. અને યુરોપીય

કોમે એ સિદ્ધાન્ત પણ સ્વીકારવો પડશે કે મેં ઉપર જે બાબતો જણાવી તે સિવાય બધી બાબતોમાં હિંદીઓના અને તેમના કાયદા સમાન હોવા જોઇએ અને તે કાયદાઓનો અમલ ન્યાય અને સહૃદયતાથી થવો જોઇએ. જો પ્રશ્નનો આ રીતે વિચાર કરવામાં આવે—એટલે યુરોપીયોનો વાજબી ભય ટાળવા માટે તેમને જરૂરી ખાતરી આપવામાં આવે, અને અહીં જે હિંદીઓ છે તેમને પણ ખાતરી આપવામાં આવે કે, બીજી બધી બાબતોમાં તેમના તરફ ન્યાયી અને યોગ્ય વર્તન ચલાવવામાં આવશે—તો હું ધારૂં છું કે પ્રશ્નનું નિરાકરણ લાવવું બહુ અઘરૂં નથી. અલબત્ત આવા ધોરણ ઉપર કરેલું નિરાકરણ સર્વમાન્ય નહિ થઇ પડે, પરંતુ બન્ને પક્ષ તરફના વિનિત વિચારના માણસોએ હળી મળીને ભેગા થઇ, બન્ને કોમના હિતને માટે આવું કાંઈ સમાધાન સ્વીકારાવવાને આગ્રહ કરવો જોઇએ. હિંદી કોમના ઉદ્દામ માણસોનો વિચાર અત્યારે કરી શકાય નહિ, કારણ હિંદુસ્તાનમાં તેઓ કદાચ તોફાન ઉભું કરી શકે, પણ દક્ષિણ આફ્રિકાની રાજ્યવ્યવસ્થામાં તેમનો કાંઇ હાથ નથી. વળી યુરોપીય કોમના ઉદ્દામ માણસો આ ધોરણ મુજબ થતા સમાધાન માટે કદાચ ન દરકાર કરે—હું માત્ર શક્યાશક્યનું સૂચન કરૂં છું, એ બાબત વિચાર તો મારા કરતાં તેમને વધારે કરવાનો છે;—કદાચ એમ થાય કે યુરોપીય કોમના કાંઇ નહિ તો અમુક માણસો આ સમાધાન કબૂલ કરતા પહેલાં વેપારની તેમની અદેખાઇ અને આર્થિક હરિફાઇની ત્રીજી હરકતનો પણ આ બે મુદ્દાની સાથેજ તેમના લાભમાં નિર્ણય કરાવવાને માંગે; તો તેમને હું જણાવું છું કે, આ બાબતમાં હિંદી કોમ કાંઇ પણ છુટછાટ મૂકી શકે તેમ નથી. આ સવાલ હિંદીઓને માત્ર શુદ્ધ અને સાદો ન્યાય આપવાનો છે અને આ ત્રીજી હરકત સાથે સઘળા યુરોપીયોને કાંઇ સંબંધ નથી પણ માત્ર તે કોમના અમુક માણસોને છે. પરંતુ જો ન્હાના હિંદી વેપારીઓને, અમુક સ્થળેજ વેપાર કરી શકે તેવા કાયદા કરીને, તથા બીજી અડચણો નાંખીને, છેવટે દેશમાંથી કાઢી મૂકવાના ઈરાદાથી યુરોપીય વેપારીઓ સાથે વાજબી શરતે હરીફાઇ કરતા કાયમને માટે અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો હું નથી ધારતો કે સમાધાન

થઈ શકે. કેટલાક એમ કહે છે તે હું જાણું છું કે, આ સામ્રાજ્યના છત્ર નીચે તો ઘણી જાતો અને લોકો રહે છે, છતાં ખરી રીતે તો આ ગોરા લોકોનુંજ સામ્રાજ્ય છે, અને સત્તા જરૂર યુરોપીય લોકોજ ભોગવે છે. પરંતુ શું તે ઉપરથી એમ કહી શકાય કે હિંદીઓ અને બીજી જાતના લોકો સામ્રાજ્યમાં હમેશાં 'લાકડાં ચીરનારા અને પાણી ભરનારા' રહે? આ સવાલ ઉપર અત્યારે હું તકરાર કરવા માંગતો નથી. પરંતુ જેઓ આવો વિચાર ધરાવતા હોય તેમને માત્ર હિંદુસ્તાન આવવાનું અને તે દેશ કેવો છે તે જોઈ જવાનું કહું છું. ત્યાંથી પાછા આવ્યા પછી તેમનો મત તેમને ફરી દર્શાવવો હોય તો ભલે દર્શાવે. હું તે બાબત વિશેષ ચર્ચા નહિ કરૂં. પણ મારે ખુલ્લા દીલે કહેવું જોઇએ કે, આ રીતે ઇંગ્લંડને હિંદ રાખવું મુસ્કેલ પડશે. અને સામ્રાજ્યના ગૌરવ તથા અભ્યુદય માટે જેમને દરકાર છે તેઓને સામ્રાજ્ય, યુરોપીય લોકોનુંજ છે એવી માન્યતાને દબાવી નાંખવાની જરૂર જણાશેજ. વળી સામ્રાજ્ય માટે માત્ર અંગ્રેજોને જ દરકાર છે એમ નથી. અમને હિંદીઓને પણ તેની દરકાર છે. કારણ અમે જાણીએ છીએ કે સામ્રાજ્યમાં અમને જે આગળ વધવાની તકો મળે છે તે અમને બીજી કોઇ રીતે મળી શકે તેમ નથી. પરંતુ જો, મેં જે શરતોએ સમાધાન કરવાનું જણાવ્યું છે તે પ્રમાણે, યુરોપીય કોમના અમુક માણસોની સબળ અને જોસદાર વિરુદ્ધતાથી, કમભાગ્યે નિરાકરણ નહિ થઇ શકે, તો મને ભય રહે છે કે લડત ચલાવવીજ પડશે; લડત અવશ્ય ચાલશેજ. પરંતુ મારી ખાતરી છે કે યુરોપીય કોમમાંજ એવા માણસોની સંખ્યા વધતી જાય છે, જેઓ આ વસ્તુ ઇચ્છતા નથી. તેઓ વર્તમાન કાયદાનો સખ્ત અમલ કરીને અસહ્ય ત્રાસ આપવાનો અન્યાય વધુ વખત ચાલવા દેવા ઇચ્છતા નથી. અને તેથી જો હું અંગ્રેજ લોકોનો સ્વભાવ બરાબર સમજતો હોઉં તો, મારી ખાતરી છે કે, તે લોકોજ તેમની ન્યાય બુદ્ધિને સંતોષે એવો કાંઇ ઉપાય ખોળી કાઢવાનો આગ્રહ કરશે. હું જાણું છું કે આમ થશે જ. અંગ્રેજ લોકોના આ ગુણને લીધે જ ઇંગ્લંડ આટલા વખત સુધી હિંદને રાખી

શકયું છે, તેને લઇનેજ એ દેશનાં ભવિષ્ય ભેગાં ગુંથાઇ શકયાં છે. અને તેથી મને લાગે છે કે બીજી મુશ્કેલીઓનું નિરાકરણ આવી જાય ત્યાર પછી હિંદીઓ સામેના સખ્ત કાયદા યોગ્ય વખતમાં રદ નહિ કરવામાં આવે—હું એક દિવસમાં નથી કહેતો કારણ તે શકય નથી—પણ યોગ્ય વખતમાં જો તે રદ નહિ કરવામાં આવે અને તેનો અમલ વધારે સહૃદયતાથી નહિ થાય તો દક્ષિણ આફ્રિકામાંની યુરોપીય પ્રજામાંથી સારા માણસો તે લાંબો સમય ચાલવા દેશે નહિ. પરંતુ જો કમભાગ્યે તેમ બન્યું—કારણ આસપાસના આવા સંજોગોમાં જાતિસ્વભાવ ઘણીવાર દબાઇ જાય છે—તો હિંદુસ્તાનમાં જરૂર મુશ્કેલીઓ અને ગુંચવણો ઉભી થશે, અને તેને લીધે જે સામ્રાજ્ય બધાને માટે આગળ વધવાનું એક સરસ સાધન છે, તેને જરૂર ગંભીર ધોકો પહોંચશે. આ પ્રશ્ન વિષે મારો મત આ પ્રમાણે છે અને તમારી સમક્ષ મેં તે ખુલ્લા દિલથી મૂકયો છે. તે સંબંધમાં, જ્યારે લડત પૂરજોસથી ચાલતી હતી ત્યારે સત્યાગ્રહીઓને મદદ કરવાને સ્થપાયલા યુરોપીય મંડળનો, હિંદના લોકો તરફથી, હું ઉપકાર માનું છું. હું ધારૂં છું કે આ લડતમાં સત્યાગ્રહીઓની પોતાની હિમત તથા બહાદૂરી અને તેથી બીજે નંબરે, આ મંડળની સ્થાપના અને હિંદી પક્ષને મદદ કદવાનું તેનું નિઃસ્વાર્થ કાર્ય, એ ઉજ્જ્વલ પ્રસંગો છે. હિંદુસ્તાનના લોક આ મંડળના ઉપકાર નીચે છે અને તેમના તરફથી આ મંડળનો તથા તેના માનવંતા અને સમર્થ અધ્યક્ષ મિ. હોસ્કેન, જેઓ તેમણે ઉપાડેલા કામ માટે આત્મભોગ આપતાં પણ પાછા પડયા નથી, તેમનો અત્યંત ઉપકાર માનું છું.

બેસી જતા પહેલાં, અહિં એકઠા થયેલા હિંદીઓને મારે બે બોલ કહેવાના છે. આ દેશમાં વસતા મારા હિંદી ભાઇઓ તથા બ્હેનોએ મારી આ મુસાફરી સફળ કરવાને અત્યંત શ્રમ ઉઠાવ્યો છે અને ઉઠાવે છે. મારે તેમનો ઉપકાર શી રીતે માનવો તે ખરેખર મને સમજાતું નથી. આ ખાણામાં મને લાગે છે કે માત્ર સામાન્ય વ્યવસ્થાજ નહિ, પણ રસોઈ કરવાનું અને તે પીરસવાનું કાર્ય પણ સ્વયંસેવકોએજ ઉપાડી લીધું છે. આ કાર્ય તમે પ્રેમથી ઉપાડી લીધું છે. તમારા આ

સઘળા શ્રમ માટે હું માત્ર તમારો અંતઃકરણથી ઉપકારજ માની શકું છું. હું મિ. ડન્કનની માફક અંતઃકરણથી ઇચ્છું છું કે ટ્રાન્સવાલના ઇતિહાસનું આ પ્રકરણ, જેનું સ્મરણ સદા દુઃખ અને શરમ ઉપજાવશે, દુઃખ બન્ને પક્ષને અને શરમ કોને તે હું હમણાં બોલવા માંગતો નથી, તે સદાને માટે બંધ થઈ જાય. હું આશા રાખું છું કે હમણાં જે દુઃખો છે તેમાંના મ્હોટાં મ્હોટાં તો થોડા વખતમાં બંધ થઇ જશે. પરંતુ તે વ્હેલાં બંધ થવાં કે મોડાં થવાં તેનો આધાર ભૂતકાળની પ્રમાણે ભવિષ્યમાં પણ તમારા ઉપરજ રહેશે. તમે મને સ્ટેશન ઉપર ભારે માન આપ્યું ત્યારે મેં કહ્યું હતું તેમ હિંદુસ્તાન ભૂતકાળમાં તમને મદદ કરવામાં ગાફલ રહ્યું છે, પણ હવે ભવિષ્યના સઘળા પ્રસંગોમાં તે તમારી પીડ રોકશે. તેનું હૃદય દ્રવ્યું છે અને હવે દરિયાપારનાં તેનાં સંતાનોને તે વિસરશે નહિ. પરંતુ આ બધું કહેવા અને કરવા છતાં પણ લડતની ધુંસરી તો અહિં તમારેજ તાણવી પડશે. ગઈ લડતમાં તમે જે સુંદર કાર્ય કરી બતાવ્યું છે, તે ઉપરથી તુલના કરતાં મને પાકી ખાતરી થાય છે કે, જો ફરી લડત ચલાવવાની આવી પડશે તો તમે તે માનભરી રીતે ઉપાડી લેશો અને હિંદુસ્તાનને તમારે માટે શરમાવાનું કાંઇ કારણ ઉપસ્થિત થશે નહિ. હિંદુસ્તાનની આબરૂ અને નામને માટે સત્યાગ્રહીઓએ બહુ વેઠયું છે અને તેમને માટે હિંદુસ્તાનને ભારે માન છે. હું તેમનાં નામ આપતો નથી, કારણ બધાંના નામ આપવાં શકય નથી અને થોડાંના આપવાં અને થોડાંનાં ન આપવાં તે ઠીક નહિ. પરંતુ એક નામ સૌથી ઉપર તરી આવે છે. તે નામ, જે પુરુષ લડતમાં સર્વને મોખરે હતા, તે મારા મિત્ર, તમારા મિત્ર, અહિં હાજર છે તે સર્વેના મિત્ર શ્રીયુત્ ગાંધીનું છે. ભારતવર્ષ ગાંધીને પોતાનો પનોતો પુત્ર ગણે છે અને તેમને માટે તેને અનિર્વચનીય અભિમાન છે. મારી ખાતરી છે કે બીજી જાતના અને બીજા ધર્મના લોકો પણ શ્રીયુત્ ગાંધીને વર્તમાન સમયના એક અસાધારણ પુરુષ લેખશે. પરંતુ તેમના નિકટ પરિચયનો જેમને લાભ મળ્યો છે તેઓજ માત્ર જાણી શકશે કે આ નબળા દેખાતા ખોળીઆમાં કેટલો વિશુદ્ધ અને અદમ્ય આત્મા વાસ કરી રહેલો

છે. જેને તે સ્પર્શે તેને તે અજવાળે છે. ન્યાય અને ધર્મના કામમાં તે શીશ કપાવશે પણ નમશે નહિ. મને જાણીને આનંદ થાય છે કે, શ્રીયુત્ ગાંધીની આ કદર માત્ર હિંદીઓજ જાણે છે તેમ નથી. ચોતરફ યુરોપીય કોમમાં પણ મારા આ અનેરા મિત્ર તરફ કેટલું માન છે તે જોઇને મારા આત્માને જે આનન્દ થયો છે તેટલો મારી આ મુસાફરીમાં મને બીજા કશાથી નથી થયો. જ્યાં જ્યાં અમે ગયા ત્યાં મેં યુરોપીય લોકોને તેમની સાથે હાથ મિલાવવાને આતુરતાથી વીંટળાઇ વળતા જોયા છે. તે ઉપરથી તેઓ સ્પષ્ટ જણાવે છે કે, ભૂતકાળમાં જો કે તેઓએ તેની સાથે સખ્ત લડત કરી હતી અને ભવિષ્યમાં પણ કદાચ તેઓ લડે, છતાં એક મર્દ તરિકે તેઓ તેને માન આપે છે. યુરોપીય લોકોમાં શ્રીયુત્ ગાંધીની આ પ્રતિષ્ઠા, કોઇ પણ વખતે ભવિષ્યમાં લડત ચલાવવાનો પ્રસંગ આવશે ત્યારે, હિંદીઓને કીમતી મદદરૂપ થઇ પડશે. એટલે, તમારામાં આત્મશ્રદ્ધા છે, તમને મહાન નેતા મળ્યા છે અને તે બધાં ઉપરાંત તમારો પક્ષ સાચો છે. એજ મોટી બાબત છે. કવિએ સાચુંજ ગાયું છે કેઃ—"Thrice is he armed that hath his quarrel just." ઇશ્વર કરેને તમારે ફરી હવે લડત ચલાવવી ન પડે. પરંતુ જો ચલાવવી પડશે તો મારી ખાતરી છે કે તમે લડતથી દૂર ભાગવાના નથી. એવું બને કે તમારાં દુઃખ ઝટ દૂર ન થાય. દુનિયામાં ઘણી વાર એવું બને છે કે, બન્ને પક્ષને સમાધાન કરવાની ઘણી મરજી હોય, છતાં જે આપણને ઉત્તમ લાગે તે આપણે વ્યવહારમાં કરી ન શકીએ. અને મને એવો પણ ભય રહે છે કે સમાધાન કરવાની પુષ્કળ મરજી હોવા છતાં મંત્રીઓને, તેમની રાજ્યનીતિના વિરોધીઓને લીધે, આ કામ કરવું મુશ્કેલ લાગે. હું બહુ અંતઃકરણથી આશા રાખું છું કે તેમ બનશે નહિ, પરંતુ જો તેમ થાય તો મને આશા છે કે તેથી આપણે નાહિમત થવાના નથી. મિ. ડંકને મને નાહિમત નહિ થવાનો બોધ કર્યો છે. તે કેટલાંક વર્ષોથી જાહેર જીવનમાં પડેલા છે અને તેઓ કહે છે કે પહેલેજ સપાટે નાહિમત થઇ જાય તેવા માણસનું જાહેર જીવનમાં કાંઇ કામ નથી. હું તમને ખાતરી આપું છું કે, ગમે તે થાય પણ હું નાહિમત

થવાનો નથી. પરંતુ સવાલ મારે નાહિંમત થવાનો કે નહિ થવાનો નથી. આપણા દેશજનોએ નાહિમત નહિ થવાનો છે. તેઓ યાદ રાખશે કે, આવી લડતોની નૈતિક અગત્ય તેની સિદ્ધિમાં નહિ, પણ સાધનામાં છે. કારણ પુરુષાર્થ તેના તાત્કાળિક હેતુમાં સફળ થાય કે નિષ્ફળ થાય પરંતુ વ્યક્તિમાં અને સમુદાયમાં તે ચિરસ્થાયી બળ ઉમેરે છે. એક મહાન્ પુરુષે કહ્યું છે કે, આપણી પાસે શું છે તે વાત નહિ, પણ આપણે કેવા છીએ તે વાત આપણા જીવનમાં અગત્યની છે. આપણને જય મળશે તો સારી વાત છે. પરંતુ આપણાથી થાય તેટલું કર્યાં છતાં આપણે નિષ્ફળ નીવડીશું તો તે પણ ઠીક છે. કારણ પુરુષાર્થ કરવો તેજ એક ઉત્તમ વસ્તુ છે.

અન્તમાં, તમે મને જે આવકાર આપ્યો છે તે માટે હું તમારો ફરી ઉપકાર માનું છુ. મને લાગે છે કે, તમારી ધીરજનો મેં ઘણો લાભ લીધો અને તમે મને શાન્તિથી સાંભળવાની કૃપા કરી છે તેથી મારી આભારની લાગણી વધે છે.



# ડર્બનમાં આપેલું ભાષણ.

[ તા. ૮-૧૧-૧૯૧૨ ના રોજ ડર્બનમાં ટાઉન હૉલમાં નામદાર ગોખલેને આવકાર આપવા એક સભા મળી હતી. તેમાં ત્યાંના મેયર પ્રમુખસ્થાને હતા. તે સમયે તેમણે આપેલા ભાષણનો સારઃ ]

તમે મને આટલું અદ્દ્ભુત માન આપ્યું છે તે માટે હું તમારો અત્યંત આભારી છું. ડરબનની હિંદી કોમે, મને આટલો અંતઃકરણથી અને ઉત્સાહથી આવકાર આપીને તથા મને આવાં સુન્દર માનપત્રો એનાયત કરીને, તેમની સાથે, મને અને માતૃભૂમિની સેવાને જોડનારી સાંકળમાં એક આંકડો વધાર્યો છે. અત્રેના મેયર અને યુરોપીય સન્નારીઓ તથા સદ્ગૃહસ્થો, જેમણે મને સ્ટેશન ઉપર આવીને તથા આ સ્થળે આવીને માન આપ્યું છે, તેમને માટે તો હું એટલુંજ કહી શકું છું કે. એક અજાણ્યા માણસ ઉપર આટલો ભારે સ્નેહ દર્શાવવામાં તેમણે જોઇએ તે કરતાં ઘણું વધારે કર્યું છે, અને તેને સારૂ સદાને માટે હું તેમનો ઋણી રહીશ. દક્ષિણ આફ્રિકાની મારી સફર પૂરી થવા આવી છે, અને ડરબન આવીને મને એમ લાગ્યું છે કે, જાણે મેં અહિંના બ્રિટિશ હિંદીઓના પ્રશ્નના હાર્દમાં પ્રવેશ કર્યો. ડરબન નાતાલનુંજ બહુ અગત્યનું શહેર છે એટલું નથી, પણ દક્ષિણ આફ્રિકામાં તે એક બહુ અગત્યનું શહેર છે અને હિંદીઓના મનમાં–હું અહિં હિંદુસ્તાનના હિંદીઓની વાત કરૂં છું–તો દક્ષિણ આફ્રિકાની સાથે ડરબનનું નામ પ્રથમ અને સૌથી ઉપર છે. આજે પણ આ દેશમાં વધારેમાં વધારે હિંદી વસતિ ડરબનમાં છે અને યુરોપીય કોમમાં પણ, ડરબનના યુરોપીય લોકો આ સવાલમાં જેટલો રસ લે છે તેટલો બીજા કોઇ શહેરના લોક લેતા નથી. આ પ્રશ્ન ઉપર મારા પોતાના કાંઇજ વિચારો વિના હું અહિં આવ્યો છું એમ નથી. પરંતુ આ અતિ કઠિન પ્રશ્નની બન્ને બાજુ બની શકે તેટલી જોવાના વિચારથી હું અહિં આવ્યો છું. છેક આજ સુધી, હિંદુસ્તાનમાં અમે આ સવાલ ઉપર વિશેષ ધ્યાન આપી શકીએ તેમ નહતું. આંતર રાજ્યવ્યવસ્થાના કેટલાક ગંભીર પ્રશ્નો અમારે વિચારવાના હતા અને અમારે તે ઉપર સઘળું ધ્યાન આપવું પડતું, એટલે દક્ષિણ

આફ્રિકાના હિંદીઓના સવાલને માટે અવકાશ ન હતો. ચાર પાંચ વર્ષ ઉપર અમારેજ ઘણો બારીક પ્રસંગ ઉભો થયો હતો અને શું પરિણામ આવશે તે કોઇ જાણી શકે તેમ ન હતું. પરંતુ શાણી અંગ્રેજી રાજ્યનીતિ કુમકે આવી. હિંદ તે પ્રસંગ વટાવી ગયું અને આજે અમારા પ્રશ્નો એટલા તીવ્ર રહ્યા નથી. ઘરની ચિંતાઓ દૂર થવાથી હવે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ તરફના વર્તનના સવાલ ઉપર ધ્યાન આપવા અમે શક્તિમાન થયા છીએ.

ટ્રાન્સવાલમાં હમણાં ધમાલ થઇ ત્યારે આ વાત અમારા ધ્યાન ઉપર બરાબર આવી અને ત્યાર પછી તો ગીરમીટ મજુરીના કેટલાક સવાલો તરફ તથા ગીરમીટમાંથી છુટા થયા પછી જે પુરુષો, સ્ત્રીઓ તથા છોકરાં નાતાલમાં સ્વતંત્ર માણસો તરિકે રહેવા માગે તેમના ઉપર નાખેલા ત્રણ પાઉન્ડના વેરાના સવાલ તરફ, અમારૂં ધ્યાન ખેંચાયું. તેનું પરિણામ એ આવ્યું કે, અત્યારે હિંદુસ્તાનમાં એવી સાર્વત્રિક લાગણી વ્યાપી રહી છે કે, આ દેશમાં હિંદીઓ તરફ જેવું રાખવું જોઇએ તેવું વર્તન રાખવામાં આવતું નથી. આ કાંઇ હું મારો પોતાનો અભિપ્રાય આપતો નથી. હું માત્ર એટલું ઇચ્છું છું કે, હિંદુસ્તાનમાં ખરી યા ખોટી કેવી લાગણી છે તે તમારા સમજવામાં આવે. બ્રિટિશ વાવટા નીચે, જે વર્ત્તણૂંક મેળવવાને અમે હક્કદાર છીએ, તેવી વર્ત્તણૂંક દક્ષિણ આફ્રિકામાં અમારા તરફ રાખવામાં આવતી નથી એવી લાગણી હિંદુસ્તાનમાં એટલી તીવ્ર થતી જાય છે અને તે કડવાશની લાગણી એટલું ગંભીર સ્વરૂપ પકડતી જાય છે કે ભવિષ્યને માટે હિંદની સરકાર તેમજ ત્યાંના આગેવાનો ચિંતાતુર થયા છે. જ્યારે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ તરફથી મને અહિં આવીને તેમને મદદ કરવાનું નિમંત્રણ મળ્યું ત્યારે મેં ખુશીથી તે સ્વીકાર્યું, કારણ હિંદુસ્તાનના હિંદીઓની ઇચ્છા પણ તેવીજ હતી. હું મુખ્યત્વે કરીને અહિંના હિંદીઓનો બોલાવેલો આવ્યો છું, પરંતુ હિંદુસ્તાનના લોકોની પણ તેવીજ મરજી હતી અને હિંદુસ્તાનની તથા શહેનશાહી સરકારની પણ તેમાં શુભ સંમતિ હતી. તમારામાંના જેઓ, સામ્રાજ્યના બીજા ભાગના લોકોની માફક, સામ્રાજ્યનું ગૌરવ અને

શોભા જાળવી રાખવાને જવાબદાર છો, તેમને, હું ધારૂં છું કે, હિંદમાં કેવી લાગણી છે તે, મારે સમજાવવાની જરૂર છે. તે ઉપરથી તેમને ક્યા ધોરણ ઉપર કામ લેવું તેની સૂજ પડે અને તેવી લાગણીનાં જે વાજબી કારણો હોય તે ઝટ દૂર કરી શકાય. યુરોપીય કોમને જરા પણ અન્યાય કરવાની હિંદીઓની બીલકુલ ઇચ્છા નથી. યુરોપીય લોકોની સ્થિતિ કફોડી છે તે હું સમજી શકું છું. અને જેમ જેમ આ દેશમાં હું ફરતો ગયો છું તેમ તેમ તે બાબત મારી ખાતરી વધારે થતી ગઇ છે. સ્થિતિ બહુજ ગુંચવણ ભરેલી છે. યુરોપીય લોકો બ્રિટિશ રાજ્યનીતિની પરંપરાને વળગી રહે એમ આપણે ઇચ્છીએ, પરંતુ તેની સાથે તેમની મુશ્કેલીઓ આપણે સમજવી જોઇએ, એમ આપણને કહેવાનો તેમને હક્ક છે. આપણે તેમની મુશ્કેલીઓનો વિચાર કરવો જોઇએ, નહિ કે, જે વ્યાવહારિક રીતે અશક્ય હોય તેની માંગણી કરવી જોઇએ. આ દેશની મ્હોટી અસલ વસતિની સરખામણીમાં યુરોપીય કોમ ઘણીજ ન્હાની છે અને તેમાં જુદીજ પરંપરા અને રહેણીકરણી વાળી ત્રીજી જાત આવી પડે એટલે સ્થિતિ અવશ્ય ગુંચવણ ભરેલી થાય. આ દેશમાં યુરોપીય તત્ત્વનું આધિપત્ય ચાલુ રહેવું જોઈએ તે બાબત કાંઈ શક નથી. તેમની પ્રતિષ્ઠા અને તેમની સંસ્કૃતિ અહિં તદ્દન સલામત છે એવી તેમને ખાતરી પડવી જોઇએ. દેશની રાજ્યવ્યવસ્થા પાશ્ચાત્ય વિચાર-શ્રેણી અને પરંપરા પ્રમાણે રહેવી જોઇએ. પરંતુ આ મુશ્કેલીનું નિરાકરણ બન્ને પક્ષ એક બીજાની લાગણી સમજે તોજ આવી શકે.

અલબત્ત, આ ઉપરાંત બીજા સવાલો પણ છે. વેપારમાં ઇર્ષા અને સ્પર્ધા તથા તેવી બીજી બાબતો છે. પરંતુ હું તેને મહત્વની ગણતો નથી. કારણ એટલી વાત તો નક્કી છે કે, લોકો માલ બની શકે તેટલો સોંઘો શોધે. અને યુરોપીય કરતાં હિંદી પોતાનો માલ સસ્તો વેચી શકતો હોય તો જરૂર તેને તેમ કરવાનો હક્ક છે. પરંતુ ખરો પ્રશ્ન આથી વિશેષ વિષમ છે. તે આખા સામ્રાજ્યના હિતનો પ્રશ્ન છે. હિંદુસ્તાનને લાગે છે કે, આ દેશના લોકને રાજ્યવ્યવસ્થાની જવાબદારી સોંપી દીધી તે પહેલાં, બ્રિટિશ સરકાર તેની રાજ્યવ્યવસ્થા માટે જવાબદાર હતી અને

તેણે આ દેશમાં તેમના દેશના લોકોને આણ્યા છે. આ દેશની દોઢ લાખની હિંદી વસતિમાંથી એક લાખ અને વીશ હજાર તો ગીરમીટીઆ અથવા ગીરમીટમાંથી છુટા થયેલા કે તેમના વંશજો છે. આનો અર્થ એટલોજ છે કે, દક્ષિણ આફ્રિકાની લગભગ સઘળી હિંદી વસતિ આ દેશના લાભને ખાતર અહિં લાવવામાં આવી છે. અજાણ્યા પ્રત્યે હિંદુસ્તાનનું વર્તન પરાપૂર્વથી અત્યંત સત્કારયુક્ત છે એટલે નાતાલને, જે માણસોનું તે આટલું આભારી છે, તેમનાજ તરફ આવું વર્તન ચલાવતું જોઇને હિંદીઓને નવાઈ લાગે છે. પરદેશમાં જઇ વસવાટ કરવાની હિંદીઓ કદી દરકાર રાખતા નથી. પરદેશમાં જઇ વસવાનો અમારા લોકનો સ્વભાવજ નથી અને અમારે આ દેશમાં આવવાનું બંધ થાય તો તેથી અમને દુઃખ થવાનું નથી. હિંદુસ્તાનમાંજ આજે મજુરોની અછત છે અને વધતી પ્રજા માટે અમારે કાંઈ નવા બારાની જરૂર નથી. નાતાલની આજે જે આબાદી છે તે મુખ્યત્વે હિંદના મજુરોને લઇને છે. જ્યારે તે મજુરોને અહિં લાવવામાં આવ્યા ત્યારે તેમના તરફના વર્તન સંબંધે શહેનશાહી સરકાર તરફથી હિંદુસ્તાનની સરકારને ખાસ વચનો આપવામાં આવ્યાં હતાં. સરકારે લોકોને કહ્યું કે, તેમની ગીરમીટની મુદત પૂરી થયા પછી તેમને અહિં વસવા દેવામાં આવશે, તેમને જમીન કાઢી આપવામાં આવશે અને તેમને સુખી થવા માટે અનુકૂળતાઓ આપવામાં આવશે. તેમની પ્રગતિમાં અંતરાય રૂપ થાય તેવું કાંઇ કરવામાં આવશે નહિ. વીશ વર્ષ સુધી આવું વલણ રહ્યું પણ ખરૂં. પરંતુ, પછીથી યુરોપીય લોકનું વલણ બદલાવા માંડયું અને છેવટે હિંદીઓ તરફ ઘણેખરે સ્થળે દુશ્મનાવટની લાગણી ઉત્પન્ન થઇ. આ દેશમાં હિંદીઓ મૂળ શી રીતે આવ્યા તે જોતાં, તેમને હિંદુસ્તાન પાછા મોકલી દેવા અથવા તેમના ઉપર અત્યંત અન્યાય્ય અને હીણપત લગાડે તેવા અંતરાયો અને વિઘ્નો નાંખવાં, એવી વાત કોઇ પણ શી રીતે લાવી શકે છે તેની હિંદુસ્તાનને સમજ પડતી નથી. યુરોપીયોના જેવાજ અમે પણ સામ્રાજ્યના પ્રજાજન છીએ. અમને એમ લાગ્યું કે, ઈંગ્લંડના વાવટા નીચે સુધરેલી પ્રજાના જેટલુંજ માન અમને મળશે, ત્યારે અમે બ્રિટિશ શાસન સ્વીકાર્યું

છે. સામ્રાજ્ય તરફની અમારી વફાદારીનો પાયો સ્વમાન અને સ્વાર્થ ઉપર છે પરંતુ તેટલા કારણથી અમારી વફાદારી જરા પણ ઓછી નથી. અમારી સ્થિતિ અમને સામ્રાજ્યમાં ગુલામ× જેવી, 'કાડી ચીરનારા અને પાણી ભરનારા' જેવી, લાગે તેવું એક પણ કૃત્ય ન થવું જોઇએ. બ્રિટિશ વાવટો તેના આશ્રય નીચે રહેનારાની સ્વતંત્રતા અને ન્યાયને માટે ફરકી રહ્યો છે. એટલે, એ તો આવશ્યક છે કે સામ્રાજ્યના કોઇ પણ ભાગમાં હિન્દી જાય ત્યાં તેને એમ લાગવું જોઇએ કે તેની સ્વતંત્રતાને વાંધો આવશે નહિ અને તેના પ્રત્યે ન્યાયી વર્તન ચલાવવામાં આવશે. અત્યારે હિન્દુસ્તાનમાં જે વાતો આવે છે તે આ માન્યતાને મોળી પાડી નાંખે તેવી છે અને જો તેને બદલે એવી માન્યતા ફેલાશે કે વચનો આપ્યા છતાં, હિન્દીઓને અસ્પૃશ્ય જેવા ગણવામાં આવે છે, તો હું તમને ખાતરીથી કહું છું કે, જતે દહાડે, હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય ગંભીર જોખમમાં આવી પડશે. હિન્દુસ્તાન હવે પચાસ વર્ષ પહેલાંનું હિન્દુસ્તાન રહ્યું નથી. પૂર્વ જાગ્રત્ થવા માંડ્યું છે અને હિન્દુસ્તાનમાં પણ નવી રાષ્ટ્રીય ચેતના સ્ફુરી છે. આ દૃષ્ટિબિન્દુથી વિચાર કરતાંજ પ્રશ્નનો ઉકેલ આવી શકે તેમ છે. તેજ દૃષ્ટિબિન્દુથી વિચાર કરવાને હું તમને વિનંતિ કરૂં છું; અને હું ઇચ્છું છું કે આ દેશમાંથી થોડા માણસો હિન્દુસ્તાન જાય, હિન્દુસ્તાન કેવું છે તે જુએ અને સામ્રાજ્યમાં તે કેટલું ઉપયોગી છે તે તપાસે. તેના જેવું સારૂં બીજું કાંઇ નથી. પછી બન્ને પક્ષને સંતોષ આપે તેવું કાંઇ સમાધાન લાવવાની અને આ સવાલ સદાને માટે તથા બને તેટલો સત્વર, ઉંચો મૂકવાની જરૂરીયાત તેમને સ્પષ્ટ જણાશે.

---

×helots હેલટસ. સ્પાર્ટામાં જુના વખતમાં જમીન ઉપર કામ કરવા એક જાતના ભાડુતી ખેડુતો રાખવામાં આવતા તેમને 'હેલટ' કહેતા, તેમના તરફ ગુલામ જેવું વર્તન રાખવામાં આવતું. દારૂ પીવાની કેવી ખરાબ અસર થાય છે તે સ્પાર્ટાના યુવાનોને તાદશ બતાવવા તેમને ખૂબ દારૂ પાતા અને પછી હેરાન કરતા. તેમનો કેવો ઉપયોગ થતો તેનો આ એક દાખલો છે.

## દક્ષિણ આફ્રિકાના પત્રકારોની ટીકાઓનો જવાબ.

[ ડરબનમાં નામદાર ગોખલેના માનમાં તા. ૧૧-૧૧-૧૯૧૨ ના રોજ સર ડેવીડ હન્ટરના પ્રમુખપણા નીચે જાહેર મિજલસ કરવામાં આવી હતી. તેમાં તેમણે આપેલા ભાષણનો સારઃ ]

મારી દક્ષિણ આફ્રિકાની મુલાકાતમાં મને આ મિજલસનું અતિ આનંદદાયક સ્મરણ રહેશે. તેનો વિચાર આવતાં ડરબનમાં વસતા મારા દેશબંધુઓનો મારા પ્રત્યેનો ભારે સ્નેહ માત્ર યાદ આવશે, એટલુંજ નહિ, પરંતુ તેની સાથે આ શહેરની યુરોપીય કોમનું, ભૂતકાળની તેમની નીતિ ઉપર ટીકા કરનાર અને ભવિષ્યમાં તેમની સાથે એકજ દૃષ્ટિથી ન પણ જોઈ શકે તેના પ્રત્યેનું નિખાલસ અને ઉદાર વળણ પણ હમેશ યાદ આવશે. હું તમને ખાતરીથી કહું છું કે, આજે અહિં જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે સાંભળતાં મને જેટલો આનંદ થયો છે તેટલો મારા જીવનમાં મને પ્રથમ કદી થયો નહતો. ખાસ કરીને બે વક્તાઓએ એવા વિચાર પ્રકટ કર્યા કે આ દેશમાં હિંદીઓને ભૂતકાળમાં દાખલ કર્યા તે બાબત તમે ગમે તેમ ધારો પરંતુ હાલ જેઓ અહિં વસે છે તેમના તરફ તો ન્યાયી વર્તન ચલાવવુંજ જોઇએ. મારી માંગણી આટલીજ છે. હિંદુસ્તાન આથી કાંઇ વિશેષ માંગતું નથી. તે દક્ષિણ આફ્રિકાની સરકાર પોતાની મેળે કરે કે હિંદુસ્તાન અને ઈંગ્લંડમાં ચળવળ કર્યાના પરિણામે થાય, પરંતુ અમને તો ન્યાય મળે એટલે તે શાથી મળ્યો તે અગત્યનું નથી.

(ત્યાર પછી ટાઉન હૉલમાં તા. ૮-૧૧-૧૯૧૨ ના રોજ જે બોલ્યા હતા તેમાંના ઘણાખરાનું પુનરાવર્તન કરી તેમણે ભાષણ આગળ ચલાવ્યું:)

મને આનંદ થાય છે કે ગીરમીટ પ્રદ્ધતિ નાબુદ કરવામાં આવી. તે પદ્ધતિજ ખોટી હતી, મજુર તથા શેઠ બન્નેને નુકસાનકારક હતી અને હું ઇશ્વરનો ઉપકાર માનું છું કે, તે બંધ થઇ. અમારાં મુખ્ય દુઃખો ત્રણ છે. પહેલું દુઃખ તો દેશમાં દાખલ થવાના કાયદાનો હમણાં જે રીતે અમલ થાય છે, તે છે. કાયદાને માટે કાંઇ અસંતોષ નથી અને

હિંદુસ્તાનમાંથી લોકોને આવતા રોકવાને માટે હજી પણ કાયદા સખ્ત કરવામાં આવે તો હિંદુસ્તાન વાંધો ઉઠાવશે નહિ. પરંતુ તેનો અમલ શી રીતે થાય છે તે એક જુદીજ વાત છે. તેનો અમલ કાયદેસર થાય અને જે લોકો ઉપર તેનો અમલ કરવાનો હોય તેમનું અમલદારો માન સાચવે એટલું અમે માંગીએ છીએ. ગઇ કાલેજ મારી પાસે કેટલાક આગેવાન હિંદી વેપારીઓ એકઠા થઇને આવ્યા હતા. તેમણે બેહુદા અમલના અનેક દાખલા આપ્યા અને સત્તાધિકારીઓ સમક્ષ તે રજુ કરવા માટે તેનું એક પત્રક બનાવી લાવવા મેં તેમને કહ્યું. તેમાંના કેટલાક હું જાતે પણ જોઇ શકયો. શું બનેલું તે કહું. એક માણસને અહિંના નિવાસ-હક્કનું પ્રમાણપત્ર આપવામાં આવ્યું. તે લઇને તે હિંદુસ્તાન ગયો અને એમ ધાર્યું કે હું ગમે ત્યારે પાછો આવી શકીશ. પરંતુ હમણાંજ તેના પ્રમાણપત્ર બાબત તેની જુબાની લેવામાં આવી અને તેને તરેહ તરેહના સવાલો પૂછવામાં આવ્યા. જ્યારે વસાહતમાં બાર કે પંદર વર્ષ ઉપર પ્રથમ આવેલો, ત્યારે શું કરતો હતો તે વારંવાર ઉલટાવીને તેને પૂછવામાં આવ્યું. હુંજ તમને પૂછું કે તમે પંદર વર્ષ ઉપર શું કરતા હતા અથવા ગયે વર્ષે આજ દિવસે શું કરતા હતા તો તમારામાંથી કેટલા કહી શકશો ? તેની વિગતમાં કેટલોક નજીવો તફાવત પડયો. તે ઉપરથી પેલા અજાણ્યા માણસને કહેવામાં આવ્યું કે તારૂં પ્રમાણપત્ર તર્કટી છે. આમ તેના તરફ ભારે અન્યાય કરવામાં આવ્યો. આમ ગરીબ લોકોને હેરાન કરવામાં કોઇનું હિત નથી. આ ચોખ્ખો જુલમજ છે અને અમે માંગણી કરીએ છીએ કે, તે દૂર થવો જોઇએ અને અમારા તરફ માનભર્યું વર્તન ચલાવવું જોઇએ.

અમારૂં બીજું દુઃખ વેપાર કરવાના પરવાના સંબંધી છે. ત્રણ દુઃખોમાંથી આનો ઉપાય કરવો ઘણો મુશ્કેલ પડશે, કારણ યુરોપીય કોમમાં આ બાબત લાગણી ઘણી છે અને તેમાં તેમના ગંભીર આર્થિક હિતનો સવાલ રહેલો છે. હું તો માનું છું કે હિંદીઓ ન્હાના પાયા ઉપર વેપાર કરનારા હોય છે. એટલે નુકસાન પહોંચતું હોય તો તે ન્હાના યુરોપીય વેપારીને પહોંચે. જો કે ઘણા યુરોપીય ગૃહસ્થો, તેને

નુકસાન વેઠવું પડે છે તે વાત માનતા નથી અને કહે છે કે ન્હાના યુરોપીય વેપારીઓ પણ તેમના ધંધા ઉપર બરાબર ધ્યાન આપે તો કાંઇ મુશ્કેલી ઉભી થાય નહિ. વળી લોકોને તો માલ બને તેટલો સસ્તો મળે તેમાં લાભ છે. અને હિંદી વેપારી, માલ સસ્તો વેચી શકતો હોય તો, તે લોકોને નુકસાન કરનારો ન કહેવાય. છેલ્લાં ત્રણ વર્ષથી વસાહતની રાજ્યનીતિ, આ પરવાના જેમ બને તેમ કાઢી નાંખવા તરફ છે. તે માટે બીલકુલ નવા પરવાના નહિ આપવાનો અને આપેલા હોય તે દશ વર્ષમાં બંધ કરવાનો કાયદો પસાર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ તે નિષ્ફળ ગયો. જો કે તેઓ કાયદો પસાર કરાવી શક્યા નથી પરંતુ તેમનો હેતુ બર લાવી શક્યા છે, અને પરવાના બદલી આપવામાં હિંદી વેપારીઓ ઉપર પુષ્કળ મુશ્કેલીઓ નાંખવામાં આવે છે. નવી દુકાનો ઉઘાડવાને વાંધો લેવામાં આવે તે સમજી શકાય તેવી બાબત છે. પરંતુ જે દુકાન ચાલતી હોય તે એક માણસના નામ ઉપરથી તેના જેવાજ બીજા આબરૂદાર માણસના નામ ઉપર ચઢાવવામાં શામાટે વાંધો લેવાવો જોઇએ ? જે માણસને દુકાન કાઢી નાંખવી હોય તેની મુશીબતનો આવો ગેરલાભ લેવામાં આવે તો હું કહું છું કે તે નીતિ ન્યાયી પણ નથી અને વાજબી પણ નથી. વેપારીઓને આવી રીતે હેરાન કરવાનો અને બીજે વર્ષે શું બનશે તેના ભયમાં ને ભયમાં રાખવાનો તમારો ખુલાસો શો છે ? વર્તમાન રાજ્યનીતિથી સડોજ પેદા થાય અને તે આ લોકોની તથા બીજા લોકોની પણ અવનતિજ કરે.

ત્રીજું દુઃખ ત્રણ પાઉન્ડના વેરાનું છે. તે વેરાને સૌએ ધિક્કારી કાઢયો છે તે જાણી મને આનંદ થાય છે. આવા વેરાના સંબંધમાં મિત ભાષામાં બોલવું અશક્ય છે. તે એકલા પુરુષો અને સ્ત્રીઓ ઉપરજ નથી, પરંતુ ૧૬ વર્ષની ઉપરના છોકરા તથા ૧૩ વર્ષની ઉપરની છોકરીઓ ઉપર પણ છે. વસાહતમાં ૨૦,૦૦૦ માણસો આ વેરાના બોજા નીચે છે. તેમાંના ત્રીજા ભાગના માણસો આપી શકે તેવી સ્થિતિના છે, અને બીજા આપવા અશક્ત છે. ગઇ કાલેજ મેં સાંભળ્યું હતું કે એક બાઇને આ વેરો નહિ ભરવા માટે ચાર, પાંચ અને ૭ વખત કેદ-

માં નાંખવામાં આવી હતી. હવે ગીરમીટ પદ્ધતિ બંધ થઇ છે, તે જોતાં આ વેરાની કાંઈ જરૂર રહી નથી. આ ત્રણ દુઃખો દૂર કરવામાં આવે તો હું ધારૂં છું કે, ડરબનમાં અથવા નાતાલમાં હિંદીઓની વર્તમાન સ્થિતિ જોતાં તો, તેમને બીજાં કાંઇ દુઃખ રહેશે નહિ.

(ત્યાર પછી નામદાર ગોખલે તેમના ભાષણો ઉપર કરવામાં આવેલી ટીકાઓ સંબંધે તથા તેમને આપવામાં આવેલી ચેતવણી સંબંધે બોલ્યા.)

માણસમાત્ર ભૂલને પાત્ર છે. મારી સ્થિતિ મને ઘણીજ કફોડી લાગે છે. મારી વિરુદ્ધ બે બાબતો કહેવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે, હું થોડી વધારે પણ આડકતરી રીતે ધમકી આપું છું, અને એવું સૂચન કરૂં છું કે, વસ્તુસ્થિતિમાં સુધારો કરવામાં નહિ આવે તો, શહેનશાહી સરકાર વચ્ચે પડશે. આડકતરી કે સીધી પણ ધમકી આપવાનો તો મારા મનમાં ખ્યાલજ નથી. અંગ્રેજ લોક ઉપર આ રીતે અસર કરી શકાશે એમ ધારૂં એવો હું મૂર્ખ, ભોળો કે બિન–અનુભવી નથી. અંગ્રેજોની પાસેથી કાંઇ મેળવવું હોય તો તે આ રસ્તે નહિ, પરંતુ તેમની ન્યાય બુદ્ધિને સંબોધન કરવાથી મળી શકે, એટલું સમજવા જેટલો ઈંગ્લંડનો ઇતિહાસ અને અંગ્રેજ લોકની પરંપરા હું જાણું છું. મેં જે કહ્યું છે તે હિંદુસ્તાનની સ્થિતિ સંબંધે છે. અને જો તે તમને ધમકી લાગતી હોય તો મારૂં કમનસીબ. પરંતુ તેમાં મારો દોષ નથી. હું કહી ગયો છું કે, દક્ષિણ આફ્રિકાના હિંદીઓના દુઃખના સવાલ ઉપર હિંદમાં ઘણી કડવી લાગણી પેદા થઈ છે અને શિક્ષિત હિંદીઓના મનમાં તે લાગણીએ ભય ઉત્પન્ન કર્યો છે. દક્ષિણ આફ્રિકામાંથી હિંદુસ્તાનમાં કાંઈ કાંઈ વાતો આવે છે–તે અતિશયોક્તિ ભરેલી હશે. પરંતુ તેમાં કાંઇક સત્ય હોવું જોઈએ. ઈંગ્લંડની ન્યાય બુદ્ધિ ઉપરની હિંદુસ્તાનની શ્રદ્ધા હિંદુસ્તાનમાં અથવા ઇંગ્લંડમાં અંગ્રેજોએ ઘટાડી છે એમ નથી, પરંતુ આ દેશમાં હિંદીઓ તરફ જે વર્તન ચલાવવામાં આવે છે તેથી તે ઘટી છે. આ કારણને લીધેજ હિંદુસ્તાનની સરકારના મનમાં ધાસ્તી પેદા થઈ છે. હિંદુસ્તાનના લોક સમજે છે કે, ઈંગ્લંડના વાવટા સાથે તેમનું હિત

જોડાયું છે અને તેઓ ખરેખર માને છે કે, રાજ્યસત્તાધિકારીઓ તરફ લોકની સહાનુભૂતિ નહિ રહેવામાં જોખમ છે. આ કડવાશની લાગણીથી આ સહાનુભૂતિ નષ્ટ થવાનો સંભવ છે. દક્ષિણ આફ્રિકાના કામમાં શહેનશાહી સરકાર આ બાબત વચમાં પડે તે હું આટલા માટેજ ઇચ્છું છું. દક્ષિણ આફ્રિકાને જવાબદાર રાજ્યસત્તા મળી છે અને હિંદુસ્તાનમાં અમે પણ તેને માટે જ પ્રયત્ન કરી રહ્યા છીએ. એટલે સ્વરાજ્ય ભોગવતાં વસાહતોનો કાંઇ પણ હક્ક ઓછો થાય તેવું હું તો કદી કરૂંજ નહિ. પરંતુ આ બાબતમાં સ્થિતિ કઢંગી છે. હિંદુસ્તાનની સરકાર દક્ષિણ આફ્રિકાની સરકારને સીધી રીતે કાંઇ કહી શકે નહિ. તે શહેન શાહી સરકાર મારફતજ કહેવડાવી શકે. એટલે આવી બાબતમાં શહેન શાહી સરકારજ અમારૂં આશ્રયસ્થાન છે. શહેનશાહી સરકારે દક્ષિણ આફ્રિકાને સ્વરાજ્ય આપ્યું છે. એટલે આ બાબતમાં વચ્ચે પડતાં પહેલાં તે એકવાર, બેવાર, અરે, દશવાર વિચાર કરશે. આ સવાલમાં ખરી કઠણ બાબતજ આ છે. હું મારા શ્રોતાજનોને એટલું કલ્પી લેવાને વિનંતિ કરૂં છું અને મેજર સીલ્યર્નને પૂછું છું કે, તેઓ હિંદુસ્તાનમાં મારી જગાએ હોય તો શું કરે ? હું ધારૂં છું કે કોઈ પણ બ્રિટિશ પ્રજાજન જે કરે તેજ એ કરે, અને શહેનશાહી સરકારને તેમજ અહિંની સરકારને હું જેમ અત્યારે જણાવું છું તેમ પોતાની વાત જણાવે. હું આશા રાખું છું કે આ પ્રશ્નનું નિરાકરણ દક્ષિણ આફ્રિકાના લોકોજ લાવશે. તેમણે જ તે લાવવું જોઇએ, કારણ શહેનશાહી સરકાર વચ્ચે પડશે એટલે તેઓ છેડાઇ જશે અને તેમાં નિરાકરણ લાવવામાં અત્યંત વિલંબ થશે. મારી છેલ્લી અરજ અથવા મારી પહેલી અરજ, તમારી ન્યાયબુદ્ધિને છે અને બ્રિટિશ ન્યાય બુદ્ધિને કરેલી અરજ, મારી ખાતરી છે કે, વ્યર્થ નહિ જાય.

## પ્રીટોરિયામાં વદાય સમયે આપેલું ભાષણ.

[ નીચેનું ભાષણ નામદાર ગોખલેએ તેમની વદાય સમયે પ્રીટોરિયા ટાઉન હૉલમાં તા. ૧૪-૧૧-૧૯૧૨ ના રોજ આપ્યું હતું:-]

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્દગૃહસ્થો,

આજે આપ સર્વે અત્રે પધાર્યા છો તેથી હું મને ઘણું મ્હોટું માન મળ્યું સમજું છું, તેની મારે આપને ખાતરી આપવાની જરૂર નથી. આપની કૃપા માટે હું આપનો ઉંડા અંતઃકરણથી ઉપકાર માનવાની પ્રથમ રજા લઉં છું. દક્ષિણ આફ્રિકામાં આ મારૂં છેલ્લું જાહેર ભાષણ છે. અહિં મને પ્રેમથી એવો ન્હવરાવી નાંખવામાં આવ્યો છે અને મને અહિં એટલો આનંદ થયો છે કે આ દેશને આટલો જલદીથી છોડી જવો પડે છે તેથી મને દિલગીરી થાય છે. છતાં હું તમારાથી એ વાત પણ છુપાવા માંગતો નથી કે મારી સફરના પાસે આવતા અંતનો વિચાર કરતાં મારા મન ઉપરથી ઘણો ભાર ઓછો થાય છે. સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, ગયા માસમાં હું કેપ ટાઉન ઉતર્યો ત્યારે હું કેવી વિષમ સ્થિતિમાં હતો તે ઘણા નહિ સમજી શક્યા હોય એમ મને ભય છે. હું આ અઘરા અને બારીક સવાલનો મારી જાતે જોઇને અભ્યાસ કરવાના હેતુથી અહિં આવ્યો હતો. આ સવાલની બે બાજુ છે અને બન્ને તરફ લાગણી ઓછી ઉશ્કેરાયલી નથી. આમ છતાં આ સવાલની સાથે ઓછો કે વધતો સંબંધ ધરાવતી બાબતો ઉપર હું અહિં આવ્યો ત્યારથીજ જાહેરમાં બોલવાની મને જરૂર પડી. પણ મારા મનમાંથી એ ભય કદી ખસતો નહતો કે, જો નસીબયોગે, મને હેતથી આવકાર આપનારા મારા દેશીભાઇઓના અતિ ઉત્સાહથી, અથવા મારા કોઇ અવિચારી શબ્દથી કે કૃત્યથી, મારા બોલવાની કાંઇ ખોટી છાપ પડી જશે અથવા લાગણીઓને ઉશ્કેરવાની નહિ પણ શાન્ત પાડવાની મારી અન્તરની ઇચ્છા હોવા છતાં, કાંઈ ઉશ્કેરણી થઇ જશે તો જે કાર્ય સુધારવાને હું આવ્યો હતો તે હું ઉલટું બગાડીશ. મારી આખી

મુસાફરી દરમ્યાન આ ચિંતાનો ભાર મારા મન ઉપર રહેલોજ હતો. અને હવે મારી મુસાફરી પૂરી થાય છે એટલે મને જાણે છુટયો હોઉં એમ લાગે છે. કામ સરળતાથી પાર ઉતરવામાં વિઘ્નરૂપ થાય તેવો કાંઇ બનાવ બન્યો નથી તે માટે હું ઇશ્વરનો આભાર માનું છું. વર્તમાનપત્રોની ટીકાઓ ઉપરથી તથા ખાનગી વાતચીતો ઉપરથી મને આશા પડી છે કે મારા અહિં આવવાથી, કદાચ કાંઇ સારૂં પરિણામ નહિ આવ્યું હોય તોપણ, કાંઇ નુકશાન તો નથીજ થયું.

સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, આ દેશના વતનીઓ આગળ બોલવાનો આ મારો છેલ્લો પ્રસંગ છે એટલે મારા તરફ જેમણે ઘણી માયા બતાવી છે તેમનો હું ફરીથી ઉપકાર માની લઉં છું. દક્ષિણ આફ્રિકામાં વસતા મારા દેશી ભાઇઓએ તો હું જ્યાં ગયો ત્યાં મારા ઉપર સ્નેહનો વર્ષાદ વર્ષાવવામાં બાકી રાખી નથી. તેમના પ્રત્યેની મારી ઉપકારવૃત્તિ દર્શાવવા મને શબ્દો મળતા નથી. હું માત્ર એટલું જ કહું છું કે, ભવિષ્યમાં તેમના ઉપર જે મુશ્કેલીઓ આવી પડે તેમાં મને પણ થોડી મદદ કરવાનો લાભ મળે, એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. કેટલાક યુરોપીય ગૃહસ્થોએ, તેમના તરફથી ધારવામાં આવે તેથી ઉલટું, મારા તરફ આટલો બધો પ્રેમ દર્શાવ્યો છે; તે માટે તેમનો હું ખરા અંતરથી ઉપકાર માનું છું. તેઓએ મારા તરફ ઉદારતા બતાવી છે તેથી, અવશ્ય તેઓ મારા ઉદ્દેશોને પસંદ કરનારા છે અથવા તે પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે એવો અર્થ કરીને, તેમની ઉદારતાનો દુરુપયોગ હું કરવાનો નથી. તેથી તો તેમના પ્રત્યેની મારી ઉપકારવૃત્તિમાં વધારો થાય છે.

અન્તે, યુનિયન સરકાર મારી સાથે અનુગ્રહપૂર્વક અને માનભરી રીતે વર્તી છે તથા તેણે મારૂં જે ઉદાર આતિથ્ય કર્યું છે તે માટે હું તેનો ઉપકાર માનું છું. તેના મારા તરફના સારા વલણથી મારૂં કામ ઘણું સહેલું થઇ ગયું છે. તેને લીધેજ આ દેશના ઘણા નામાંકિત ગૃહસ્થો, જેમને બીજી રીતે મળવું મુશ્કેલ થઇ પડત, તેમને હું મળી શક્યો છું.

આજે સવારે જનરલ બોથા, જનરલ સ્મટસ અને મિ. ફીશર, એ ત્રણ મંત્રિઓએ મને મુલાકાતનો લાભ આપ્યો. તે દરમ્યાન આ દેશમાં વસતા હિંદીઓના આખા સવાલ ઉપર તેમની સાથે ચર્ચા કરવાની મને તક મળી. અમારે વિચારની આપલે પુષ્કળ અને ખુલ્લા દિલથી તથા સ્વતંત્ર રીતે થઇ. મને આશા છે કે તે મંત્રિઓને ખાતરી પડશે કે હિંદીઓની વૃત્તિ તેમની મુસ્કેલીઓની અવગણના કરવાની નથી. તેમણે આ સવાલ જે રીતે હાથ ધર્યો છે તથા તેનો ન્યાયી અને વાજબી તોડ કાઢવાની ઇચ્છા દર્શાવી છે તેની બરાબર કદર જાહેરમાં દર્શાવવાની આ તક હું લઉં છું. હવે આ સવાલ ઉપર એક બે બોલ કહીને હું મારૂં ભાષણ પૂરૂં કરીશ.

બન્ને પક્ષ ઉશ્કેરાયલા છે તેમાં શક નથી અને તેથી પ્રશ્નની શાન્ત ચિત્તે પરીક્ષા કરવી ઘણી કઠણ છે. મેં કહ્યું છે અને હું ફરી કહું છું કે, હું જે નિર્ણય ઉપર આવ્યો છું તેમાં, બન્ને પક્ષનું હિત કોઇને કોઇ રીતે સચવાય તે ધ્યાનમાં રાખવાનો મેં પ્રયત્ન કર્યો છે. મુખ્ય પ્રશ્ન એ છે કે, અહિં જે ૧૫૦,૦૦૦ હિંદીઓ છે, તેમના તરફ યોગ્ય અને ન્યાયી વર્તન ચાલશે એમ શી રીતે ચોક્કસ થાય. અહિં મેં એવી દલીલ પણ સાંભળી છે કે આ લોકોને હિંદમાં પાછા મોકલવા-થી સવાલનો તોડ આવી જાય. તેમાં પ્રશ્નની એક બાજુનો નિર્ણય થઇ જાય છે. અને એમ માની લઇએ કે આવો તોડ કાઢવો ઇચ્છવા જોગ છે તો પણ પૈસાના તથા બીજાં કારણોને લીધે તે તદ્દન અશક્ય છે. અહિં ૧૫૦,૦૦૦ માણસો છે. એટલા બધાને સ્વદેશ પાછા મોકલી શકાય નહિ, એટલે તેમણે અહિં રહેવુંજ જોઇએ અને અહિંની સામાન્ય વસતિમાં ધીમે ધીમે ભળી જઇને તેના એક કાયમના ભાગ બની જવું જોઇએ.

ત્યારે અગત્યનો સવાલ એ રહે છે કે, આ લોકો કેવા ન્યાયી અને વાજબી વર્તનને માટે હક્કદાર છે તથા તેવું વર્તન તેમના તરફ રાખવામાં આવે તે શી રીતે નક્કી થઇ શકે. એક વાત સ્પષ્ટ છે કે, આ પ્રશ્નનું નિરાકરણ અંતિમ અને કાયમનું લાવવું હોય તો તે, યુરોપીય લોકો જે

આ દેશમાં સત્તાવાળા છે તેમને કબૂલ થાય એવું હોવું જોઇએ. જ્યાં સુધી યુરોપીયોના મનમાં હિંદીઓની ભરતી થઇ જવાનો ભય રહે છે ત્યાં સુધી તેમના મનની સ્થિતિ એવીજ રહેવાની કે તેઓ કોઇ સમાધાન થવા દેશે નહિ. તેથી આ ભય દૂર કરવા બાબતની જરૂરી ખાતરી યુરોપીય લોકોને મળવી જોઇએ અને હિંદી લોકોએ તે આપવી જોઇએ. વળી યુરોપીય લોકોના મનમાં એવો ભય પણ ન રહેવો જોઇએ કે, હિંદીઓ આ દેશમાં રહેવાથી તેમની રાજકીય સંસ્થાઓની પ્રતિષ્ઠા હલકી પડશે. દક્ષિણ આફ્રિકાનું રાજ્ય, પાશ્ચાત્ય રાજકીય સંસ્થાઓની પદ્ધતિ ઉપર અને જે લોકો તે સંસ્થાઓનું સ્વરૂપ સમજી શકે તેમનાથી ચાલવું જોઇએ તે હું કબૂલ કરૂં છું. અને યુરોપીય લોકો આ બાબત ઉપર ખાતરી માંગવાને હક્કદાર છે. પરંતુ આ ખાતરી આપવામાં આવે એટલે દેશમાં વસવાટ કરવાના અને તેમાં મતાધિકાર ભોગવવાના સવાલ સિવાય બીજી બધી બાબતોમાં સરકારની નેમ એવી હોવી જોઇએ કે, જેથી હિંદીઓને એમ લાગે કે તેઓ સમાન કાયદાના રક્ષણ નીચે રહે છે, અને તેનો અમલ તેમના તરફ અયોગ્ય સખ્તાઇથી કરવામાં આવતો નથી; પરંતુ દેશના બીજા લોકોના સરખોજ કરવામાં આવે છે. અત્યારે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને લાગે છે અને તે ખરૂં લાગે છે કે, બધી બાબતોમાં ખાસ તેમનીજ સામે સખ્ત કાયદા કરવામાં આવે છે અને તેનો અમલ પણ ખૂબ સખ્તાઇથી કરવામાં આવે છે. અગત્યની ફરિયાદોનો વિચાર કરીશું. દેશાન્તર વસવાટના કાયદાનો અમલ એટલી સખ્તાઇથી થાય છે કે, સઘળા હિંદીઓને બહુજ ત્રાસ વેઠવો પડે છે. દાખલા તરિકે, કેપ કોલોનીમાં રજાચીઠ્ઠી આપવાની પદ્ધતિ છે. એટલે જે હિંદી વસાહતમાં રહેતો હોય તેને ત્યાંથી બહાર જવું હોય તો તેને અમુક સમય માટેની, ઘણું ખરૂં એક વર્ષની પરવાનગી આપવામાં આવે છે. થોડા દિવસ ઉપરજ એક હિંદી વેપારી તેની સ્ત્રી, છોકરાં તથા વેપાર અહિં છોડીને એક વર્ષની પરવાનગી લઇ હિંદુસ્તાન ગયો હતો. પરંતુ તેને પાછા દાખલ થવામાં માત્ર એક દિવસ વધુ લાગ્યો, તેથી તેને વસાહતમાં પેસવા દીધો નહિ. આમાં તેનો કાંઇ વાંક પણ ન હતો, કારણ

જે સ્ટીમરમાં તે આવ્યો તે બરાબર ચાલી હોત તો પરવાનગીની મુદત પૂરી થવાના ત્રણ દિવસ પહેલાં તે આવી શકત. પરંતુ રસ્તામાં તોફાનને લીધે સ્ટીમર ચાર દિવસ મોડી થઇ અને તેથી તેને પહોંચવામાં એક દિવસ મોડું થયું. આવા આકસ્મિક સંજોગો હોવા છતાં, પેલા માણસને હિંદુસ્તાન પાછા જવું પડ્યું, તેનો ધંધો ધૂળધાણી થઈ ગયો અને તેની સ્ત્રી તથા છોકરાંને પાછાં બોલાવી લેવાં પડ્યાં. નાતાલમાં નિવાસ-હક્કનાં પ્રમાણપત્રોના સંબંધમાં આવાજ બનાવ બને છે. તે પ્રમાણપત્રોના ધારણ કરનારાઓને તેમના આખા પૂર્વ જીવન વિષે ઉલટ સુલટ સવાલો પૂછવામાં આવે છે. તેમનો આ દેશનો લાંબા વખતનો—કેટલીક વાર પંદર પંદર વર્ષો સુધીનો—અહેવાલ પૂછવામાં આવે છે અને પહેલીવાર જે હકીકત નોંધવામાં આવી હોય તેમાં અને જવાબમાં સ્હેજ પણ ફેર પડે તો તેમનાં પ્રમાણપત્રો માનવામાં આવતાં નથી અને તેના ધારણ કરનારાઓને હિંદુસ્તાન પાછા મોકલવામાં આવે છે. આ હડહડતો અન્યાયજ છે અને મારી ખાતરી છે કે, તે અટકાવવા માટે સમાજનું માત્ર તે તરફ ધ્યાન ખેંચવાનીજ જરૂર છે. કારણ હું એમ માની શકતો નથી કે, આ દેશના યુરોપીય લોકોની એવી ઇચ્છા હોય કે હિંદીઓને આમ નાહક હેરાન કરવા. દેશાન્તર વસવાટના કાયદાના અમલ સંબંધે સ્થળે સ્થળે બીજી કેટલીક ફરિયાદો પણ સંભળાય છે. પરંતુ તેમાં હું અત્યારે ઉતરતો નથી. મારો પાકો વિશ્વાસ છે કે, આ દેશમાં હિંદીઓની ચાલુ ભરતી થવાનો ભય દૂર કરવાની સાથે દેશાન્તર વસવાટના કાયદાનો અમલ ઘણો વિચારપૂર્વક અને સમભાવપૂર્વક કરવામાં આવશે; અને હિંદી કોમનાં મન તે સંબંધમાં ખાટાં થઇ ગયાં છે તથા પોતાની સલામતી માટે તેમને જે ભય ઉત્પન્ન થયો છે તે જતો રહેશે. બીજો સવાલ વેપાર કરવા માટે પરવાના મેળવવા સંબંધીનો છે. આ સવાલ કેટલીક બાબતોમાં બીજા કરતાં વિશેષ મુશ્કેલ જણાય છે.

યુરોપીયોને એમ લાગે છે કે, ધીમે ધીમે હિંદીઓ વધતા જઇને તેમને હઠાવી કાઢે છે. હિંદીઓ તેમના કરતાં સસ્તે ભાવે વેચી શકે છે, અને તેથી બધો અગત્યનો વેપાર હિંદીઓના હાથમાં જઇ પડવાનો સંભવ

છે. આ યુરોપીય લોકોનું દૃષ્ટિબિન્દુ છે. બીજી તરફથી, હિંદીઓને એમ લાગે છે કે, તેમની સ્વાધીનતામાં અન્યાયપૂર્વક વિક્ષેપ નાંખવામાં આવે છે, તેમને માટે બધાં બારાં ધીમે ધીમે બંધ કરવામાં આવે છે અને તેમના તરફ ઘોર અન્યાય કરવામાં આવે છે. હું યુરોપીય પક્ષની દલીલ બીલકુલ ઉતારી પાડવા માંગતો નથી. પરંતુ મારે ખુલ્લા દીલથી કહેવું જોઇએ કે, હિંદીઓ સાથેની હરિફાઇથી એ કોમના ઘણા ઓછા વેપારીઓને નુકસાન ખમવું પડયું છે. હિંદીઓ કિફાયત ભાવે વેચે છે તે તકરારનો ઉત્તર તો એટલોજ છે કે, વસ્તુઓ સસ્તી મળે તે તો સમાજના લાભની વાત છે. પરંતુ તે ન ગણીએ તોપણ એકનો પરવાનો બીજાને ન બદલી આપવામાં અથવા પોતાનાજ છોકરાને, હમણાં લેડીસ્મિથમાં એક બે દિવસ ઉપર બન્યું હતું તેમ, ભાગીદારીમાં લેતો અટકાવવામાં ન્યાય કયાં છે ? ખરેખર, આ વર્તન શુદ્ધ કે ન્યાયી ગણાય નહિ. કોઈ પણ માણસ જોઈ શકશે કે જેમ લાગ મળે તેમ હિંદીઓનો વેપાર ભાંગી પાડવાનીજ આ યુક્તિ છે. વળી, આવી નીતિ ચલાવવામાં આવે તો અહિં જન્મેલાઓની શી દશા થાય ? યુનિયનના ઓછામાં ઓછા બે પ્રાન્તમાં તો પરવાના આપવાની સત્તા સ્થાનિક સત્તાધિકારીઓના હાથમાં છે. તેના ઉપર, નાતાલમાં પરવાના ફરી લેવાના સંબંધમાં અને બીજાં સ્થળોએ વહીવટ સિવાયનાં બીજાં કારણો માટે, અદાલતમાં અપીલ કરવાનો હક્ક નથી. તેથી વારંવાર હડહડતો અન્યાય થાય છે અને તે નભ્યે જાય છે. જો કાંઇ ન્યાય કરવા ઇચ્છતા હો તો તેમના વેપારી હરીફોના સ્વાર્થી ચુકાદા ઉપર અપીલ કરવાનો હક્ક હિંદીઓને આપવોજ જોઇએ. હું કબૂલ કરૂં છું કે હાલના કાયદા પ્રમાણે સરકાર વચ્ચે પડી શકે તેમ નથી. પરંતુ સરકાર બીજી રીતે પોતાનો અંકુશ વાપરી શકે તેમ છે, અને મને વિશ્વાસ છે કે હિંદી વેપારીઓના મનમાં નિર્ભયપણાની લાગણી પેદા કરવાને તથા અન્યાય અને પક્ષપાતનો દુઃખદ ભાવ કાઢી નાંખવાને સરકાર તેમ કરશે.

દક્ષિણ આફ્રિકામાં જન્મેલાં હિંદી બાળકોની કેળવણીના સંબંધમાં પણ અત્યારે અમારા લોકોને ભારે દુઃખ છે. કેળવણીને માટે બહુ

થોડી સગવડ છે. આ બાળકો મ્હોટાં થયે, સમાજના અંગ બનવાનાં છે અને તેના ભૌતિક તથા આધ્યાત્મિક શ્રેય માટે તેઓની પાસેથી કાંઇ કામની આશા રાખવામાં આવે છે. તેથી માત્ર પ્રાથમિક નહિ પણ બાળકોની ઉચ્ચ કેળવણીને માટે તથા હુન્નર ઉદ્યોગની કેળવણીને માટે પણ કાંઇ બંદોબસ્ત થવો જોઇએ. વળી નિશાળોમાં હિંદની ભાષાઓ પણ શીખવાડવી જોઇએ. આ જરૂરીઆત ઉપર યુરોપીય કોમ ભાર મૂકે એમ હું ઇચ્છું છું. કારણ જ્યાં સુધી કેળવણી આપવામાં આવશે નહિ ત્યાં સુધી હિંદીઓને તેમના ચોપડા વગેરે, જે દેશી ભાષામાં લખવામાં આવે છે, તે લખવા માટે ગુમાસ્તા તથા બીજા ભણેલા માણસોને દાખલ કરવાની માંગણી કરવાને વાજબી કારણ મળશે, કારણ તેમનાં પોતાનાં છોકરાંને તો આ દેશમાં હિંદની ભાષાઓ ભણવાનું અત્યારે સાધન નથી.

હિંદી પ્રજાનાં સામાન્ય દુઃખોમાં આટલાં મુખ્ય છે. અને તે માટેની ફરિયાદ તેમની વાજબી છે. આ ઉપરાંત જુદા જુદા પ્રાન્તોમાં હિંદી વતનીઓને કેટલીક ખાસ અધિકારહીનતાઓ છે. દાખલા તરિકે ટ્રાન્સવાલનો સને ૧૮૮૫ નો કાયદો ૩ જો અથવા 'ધી ગોલ્ડ લૉ' અને સને ૧૯૦૮ નો 'ટાઉન્શીપ્સ એકટ,' આ કાયદાઓથી હિંદીઓ, અમુક નક્કી કરવામાં આવેલા સ્થળ સિવાય બીજે સ્થળે, એટલે જેને સુવર્ણ ક્ષેત્ર કહેવામાં આવે છે ત્યાં રહી કે વેપાર કરી શકતા નથી. પરંતુ આજે હું તે સંબંધે બોલવા માંગતો નથી. માત્ર એક બાબતનો જ હું ખાસ ઉલ્લેખ કરીશ. ગીરમીટમાં આવેલા માણસો ગીરમીટની મુદત પૂરી થયા પછી ફરી ગીરમીટમાં દાખલ ન થાય અને પાછા હિંદુસ્તાન પણ ન જાય તો, દરેક સ્ત્રી, પુરુષ તથા ૧૩ વર્ષની ઉપરની છોકરીઓ તથા સોળ વર્ષની ઉપરના છોકરાઓ ઉપર માથા દીઠ, નાતાલમાં ત્રણ પાઉન્ડનો વેરો લેવામાં આવે છે. આ વેરો જેમને ભરવો પડે છે તેમના ઉપર અકથ્ય દુઃખ પડે છે. ખરેખર, આના કરતાં વધારે સખ્ત અને અન્યાયી વેરો હું બીજો કલ્પી શકતો નથી. ગીરમીટીઆ હિંદીઓ અમુક

ગોરાઓના લાભને માટે દેશમાં લાવવામાં આવ્યા હતા. તેમની વસતિ દેશમાં વધી જાય તે બીકથી આ વેરો નાંખવામાં આવ્યો છે. નાંખતી વખતે તેને માટે કદાચ વાજબી કારણ હશે. પરંતુ હિંદુસ્તાનમાંથી ગીરમીટીઆ મજુરો લાવવાનું બંધ થયા પછી હવે તે વેરો ચાલુ રાખવામાં ન્યાયની છાંટ પણ રહી નથી. નાતાલમાં મેં ઘણા ગૃહસ્થો સાથે આ બાબત ઉપર ચર્ચા કરી છે અને તે વેરો ન્યાયપુરઃસર છે એવું કહેનાર અથવા તેને ટેકો આપનાર એક પણ ગૃહસ્થ મને મળ્યો નથી. મને જાણીને આનંદ થાય છે કે, બે વર્ષ ઉપર, જેઓ આ વેરાની બહુ ચુસ્ત હિમાયત કરનારા હતા, તેઓ પણ હવે તે રદ થવો જોઈએ તેવા મતના છે. આ બાબતમાં મેં આજે મંત્રીઓને ઘણું કહ્યું હતું અને મને છે કે, આ બાબત ઉપર પ્રધાનમંડળ સત્વર અને સમભાવપૂર્વક ધ્યાન આપશે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આવા પ્રસંગે, આ દેશમાં હિંદીઓનાં વધારે ગંભીર અને ઝટ ધ્યાનમાં લેવા યોગ્ય દુઃખોની માત્ર સામાન્ય રૂપરેખા આપવા ઉપરાંત વિશેષ કાંઇ કહેવું અશક્ય છે. મેં જે કહ્યું છે તે ઉપરથી મેં બધાંજ દુઃખ ગણાવી દીધાં છે એવું આપે સમજવાનું નથી. તેમ જે હરકતો અમારી કોમને તેમના રોજના જીવનમાં ખૂંચ્યાં કરે છે, અને જે સરકારના કોઇ એક કૃત્યથી દૂર થાય તેવી નથી, એટલે કે જે સામાજિક હરકતો છે તે વિષે પણ હું બોલ્યો નથી. મારે કહેવું જોઇએ કે, આ દેશમાં અત્યંત અને ઉંડો રંગદ્વેષ જોઇને મને આશ્ચર્ય થાય છે. મારા અહિં આવ્યા પહેલાં તે વિષે મેં ઘણું સાંભળ્યું હતું અને કેટલેક અંશે તો તેને માટે હું પ્રથમથી તૈયાર હતો. પણ આ દેશમાં પગ મૂક્યાં પહેલાં આ દ્વેષની વૃત્તિ અહિં કેટલા જોસથી પ્રવર્તે છે અને તે કેટલી ફેલાયલી છે, તેનો મને પૂરો ખ્યાલ ન હતો. પરંતુ આવી બાબતમાં માત્ર એકજ ઉપાય છે. તે એ કે સામાન્ય સ્થિતિમાં ધીમે ધીમે સુધારો કરવો અને હૃદયને ધીમે ધીમે કેળવવું. તે દરમ્યાન, વર્તમાન મુશ્કેલીઓનું નિરાકરણ લાવવાનો કાંઇ પણ વિચાર કરીએ અથવા પ્રયત્ન કરીએ તેમાં આ દ્વેષનું અસ્તિત્વ ધ્યાનમાં લેવું, એ

ડહાપણ ભરેલું છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હવે આ દેશની સરકારને એક બે શબ્દ ખુલ્લી રીતે હું કહીશ. તેમની સ્થિતિ મુશ્કેલી ભરેલી છે એમાં સંદેહ નથી. બે યુરોપીય જાતો વચ્ચેનો નાજુક સંબંધ, દેશની મ્હોટી અસલ વસતિના ભવિષ્યના ખાસ પ્રશ્નો, સખ્ત રંગદ્વેષનું અસ્તિત્વ અને ગોરી પ્રજાની મ્હોટી સંખ્યાના હિતને હિંદીઓની હરીફાઇથી નુકસાન થવાનો ભય—આ બધાથી સરકારની સ્થિતિ ખાસ મુશ્કેલી ભરી થાય છે. સ્વતંત્ર હિંદી પ્રજાને સંપૂર્ણ ન્યાય આપવાની તેની ફરજ ચોખ્ખીજ છે. છતાં હું ખુલ્લી રીતે કબૂલ કરૂં છું કે, ગમે તેવી સમર્થમાં સમર્થ સરકાર પણ હિંદીઓનાં બધાં દુઃખો એકદમ ટાળી નાંખવાને શક્તિમાન થઇ શકે નહિ, અને જો તેમ કરવાનો એકદમ પ્રયત્ન કરે તો સત્તા ગુમાવી બેસે. મને એમ લાગે છે કે, અહિંની હિંદી કોમે આ પૂરેપૂરૂં સમજવું જોઇએ અને તેમણે એકદમ મ્હોટી આશાઓ ન બાંધવી જોઇએ. સરકારનું કાર્ય સરળ કરી આપવા માટે તેમણે બને તેટલી ધીરજ અને સંયમ રાખવો એ ખાસ જરૂરનું છે. કારણ લોકમતમાં મ્હોટો ફેરફાર કર્યા સિવાય જે હક્કો સરકાર તમને આપી શકવાની સ્થિતિમાં ન હોય તે તુરત મેળવવા માટે, અધીરાઇથી અને જુસ્સાથી માંગણી કરવામાં કામ વહેલું નહિ થાય પણ મોડું થશે. આ સઘળું સ્વીકારતાં છતાં, મને એમ તો લાગે છે કે સરકાર ખરી દિશામાં વળેલી હોવી જોઇએ; અને હિંદી પ્રજાને પૂર્ણ ન્યાય આપવાનો પ્રયાસ ગમે તો ધીમો થાય, પરંતુ તે દૃઢતાથી અને સતત થવો જોઇએ. પોતાના રક્ષણ નીચે જે લોકો રહેતા હોય તેમને પૂર્ણ ન્યાય મળે છે કે નહિ તે જોવાની દરેક રાજ્યની ફરજ છે. અને દક્ષિણ આફ્રિકાના રાજ્યની આ ફરજ, જેટલી બીજી કોઇ પણ કોમ કે તેના વિભાગ તરફ હોય, તેટલીજ હિંદી કોમ પ્રત્યે પણ છે. હિંદીઓને મત આપવાનો અધિકાર નથી તેથી આ ફરજ વધે છે. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ સામાન્ય પ્રજાનાજ ભાગ અને અંગ છે અને જો તેમને કાયમને માટે હલકી પ્રજા ગણીને નીચા ન રાખવા હોય, તો તેમના શ્રેયની ચિંતા સરકારને ઘણીજ હોવી જોઇએ. રાજ્ય-

તંત્રીઓને, તેમની જગાઓ માટે, યુરોપીય કોમના મત ઉપર આધાર રાખવો પડતો હશે; પરંતુ એકવાર રાજ્યકારભારની ફરજો સ્વીકાર્યા પછી સર્વેને સમાન દૃષ્ટિએ જોવાને અને ન્યાય આપવાને માટે તેઓ જવાબદાર થાય છે; અને તેમાંએ અન્યાય અને જુલમની સામે રક્ષણ કરવાને જેઓ ઓછા શક્તિમાન હોય તેમને તો વધુ રક્ષણ આપવાને તેઓ બંધાયેલા છે.

આજે મારૂં છેલ્લું કામ, યુરોપીય તથા હિંદી કોમની ન્યાયવૃત્તિને સંબોધન કરવાનું છે યુરોપીય કોમને હું માનપૂર્વક કહું છું:—તમારા હાથમાં બધી સત્તા છે અને તેથી આ દેશનો કારભાર કેવો ચાલે છે તે જોવાની જવાબદારી તમારી છે. તમારા અંતરના અંતરમાં તમે એમ નહિજ માની શકો કે, ઉઘાડા અન્યાયની, સ્વાર્થીપણાની અને ગેરવાજબી દૂષીપણાની નીતિથી થોડા સમયને માટે ગમે તેટલો લાભ મળે પણ તે લાંબો સમય ટકી શકે. તમારા સારા નામને ખાતર, તમારી સંસ્કૃતિને ખાતર, અને જે સામ્રાજ્યનો વાવટો ન્યાય અને સ્વતંત્રતા માટે ફરકી રહ્યો છે અને જેના તમે એક અંગ છો તેની ખાતર, તમારો રાજ્યકારભાર સુધરેલો દુનિયા આગળ ન્યાયી ગણાય, તે બતાવવાની તમારી ફરજ છે. તમને મત આપવાનો અધિકાર છે અને હિંદીઓને નથી; તેથી તો, તમારા જેટલોજ તેમનો અભ્યુદય કરવાની અને તેમનું ભલું કરવાની તમારી જવાબદારી બમણી વધે છે. આ દેશનો રાજ્યકારભાર ભલે યુરોપીય ધોરણ પ્રમાણે ચાલે અને યુરોપીય સંસ્થાઓનું તત્ત્વ તથા કાર્યપદ્ધતિ જેઓ સમજતા હોય તેમના હાથમાં ભલે તે રહે, પરંતુ વસાહતનું રાજ્ય માત્ર યુરોપીય કોમના કલ્યાણ માટે નહિ, પણ તેમાં વસતિ સમસ્ત પ્રજાના કલ્યાણ માટે છે. તેમ ન હોય તો તે રાજ્ય નથી, પણ રાજ્યનું એક હાસ્યજનક રૂપાંતર છે. મારા આ દેશમાં વસનારા દેશી ભાઈઓને મારા વદાય સમયના શબ્દો એ છે કે:—સદા સ્મરણમાં રાખવું કે તમારૂં ભવિષ્ય તમારા પોતાના હાથમાં છે. તમારી અહિંની સ્થિતિ ખરાબ છે અને હજી પણ વધારે ખરાબ થાય એ કાંઇ

અસંભવિત નથી. પરંતુ ગમે તે થાય છતાં શ્રદ્ધા રાખજો. કદિ નિરાશ ન થતા. મારી ઇશ્વરને પ્રાર્થના છે કે, તમારે છેલ્લાં ત્રણ વર્ષમાં જેવી લડત લડવી પડી છે તેવી ફરી લડવી ન પડે. પરંતુ જો લડત લડવાની આવે, ન્યાય મેળવવા અથવા અન્યાયની સામા થવા આવા પ્રકારની લડતમાં તમારે ઉતરવું પડે તો યાદ રાખજો કે, તમે જેટલું ચારિત્રબળ, એકઠા મળીને કામ કરવાની શક્તિ અને વાજબી કારણ માટે દુઃખ ભોગવવાની તથા આત્મભોગ આપવાની તત્પરતા બતાવશો તે ઉપર પરિણામનો મોટો આધાર રહેશે. હિંદુસ્તાન જરૂર તમારી પીઠ ઠોકશે. તે જેટલી મદદ આપી શકે તેટલી મોકળે હાથે તમને આપશે. તેની ઉંડી સહાનુભૂતિ, તેની શુભેચ્છાઓ તમારા પ્રત્યે રહેશે. એટલુંજ નહિં પણ આ સામ્રાજ્યમાં, આ સુધરેલી દુનિયામાં જે કાંઇ ઉત્તમ તત્વો હશે તે તમને વિજય ઇચ્છશે. પરંતુ તમારાં દુઃખ ટાળવાનો ખરો પુરુષાર્થ તો તમારેજ કરવો પડશે. યાદ રાખજો કે, આ દેશમાં હિંદીઓના સવાલનો નિર્ણય કરવાનો તમને હકક છે. અને તેના સાચા નિર્ણયમાં તમારૂં વર્તમાન દુન્યવી હિતજ સમાયલું નથી, પરંતુ તેમાં તમારૂં ગૌરવ અને તમારૂં સ્વમાન, તમારી આબરૂ અને તમારી માતૃભૂમિનું પુણ્ય નામ તથા તમારા પુત્રપૌત્રાદિકનું આધ્યાત્મિક તેમજ ભૌતિક કલ્યાણ રહેલું છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હવે હું મારૂં ભાષણ પૂરૂં કરીશ. તમે મને ધ્યાનપૂર્વક અને સ્નેહથી સાંભળ્યો છે તે માટે હું તમારો આભાર માનું છું. તમને સઘળાને છેલ્લા નમસ્કાર કરૂં છું અને તમારી વદાય લઉં છું.



# વસાહતોમાં હિંદિઓની સ્થિતિ.

[ બાંકીપુરમાં સને ૧૯૧૨ માં મળેલી ૨૭ મી કૅાન્ગ્રેસમાં નામદાર ગોખલે ઉપરના વિષય ઉપર ઠરાવ રજુ કરતાં નીચે પ્રમાણે બોલ્યા હતા. ]

**પ્રમુખ મહાશય, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

હું આપના સ્વીકાર માટે નીચેનો ઠરાવ રજુ કરૂં છું:

( અ ) દક્ષિણ આફ્રિકાની લડતના હમણાં કરવામાં આવેલા કામચલાઉ સમાધાન ઉપરથી જે કાયદો ઘડવામાં આવશે અને ટ્રાન્સવાલમાં દાખલ થવા તથા નામ નોંધાવવા સંબંધીનો એશિયાવાસીઓ વિરુદ્ધનો કાયદો રદ કરવામાં આવશે તે માટે શ્રીયુત્ ગાંધીને અને ટ્રાન્સવાલની હિંદી કોમને આ કૅાન્ગ્રેસ અભિનંદન આપે છે; અને કોઇને પણ હંફાવે એવી જબરદસ્ત મુશ્કેલીઓ ની વચ્ચે પ્રજાજનના પ્રાથમિક હક્કો મેળવવાની શાન્ત, નિઃસ્વાર્થ લડત દરમ્યાન મુસલમાન, હિન્દુ, જરથોસ્તી અને ખ્રીસ્તી–સર્વેએ જે ભારે દેશાભિમાન બતાવ્યું છે તથા ધૈર્ય રાખીને અને આત્મભોગ આપીને પોતાના દેશબન્ધુઓ માટે જે દુ;ખ સહ્યાં છે તેની આ કૅાન્ગ્રેસ અત્યંત પ્રશંસા કરે છે.

( આ ) દક્ષિણ આફ્રિકામાં અને બીજાં બ્રિટિશ વસાહતોમાં હિંદીઓનાં દુઃખ ટાળવાને માટે વખતોવખત જે પ્રયાસ કરવામાં આવ્યા છે તેની આ કૅાન્ગ્રેસ કદર પિછાને છે. પરંતુ મલેક મુઅઝમ શહેનશાહની સરકાર આ બાબત કાંઇ દૃઢ અને નિશ્ચયાત્મક પગલાં લઇ શકે તેમ નથી એ સ્પષ્ટ હોવાથી, આ કાન્ગ્રેસ હિન્દની સરકારને આગ્રહ કરે છે કે, તેમણે સામ્રાજ્યના તે ભાગોમાં વસતા હિંદીઓનું હિત અને સ્વમાન જાળવવા માટે પ્રતિકારક ઉપાયો લેવા અને આ દેશના લોકોમાં વ્યાપેલા અસંતોષનું મ્હોટું કારણ દૂર કરવું.

( ઇ ) જવાબદાર રાજદ્વારી પુરૂષોએ, બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં વસાહતોમાં એકલા ગોરા લોકોના વસવાટ માટે પુષ્કળ બીન ખેડાયલો મુલક ખાસ અલગ રાખવાની તરફેણમાં, પોતાનો મત જાહેર કર્યો છે તેની સામે આ કૅાન્ગ્રેસ વાંધો ઉઠાવે છે; વળી એક તરફથી,



D. V. Press, Ahd.

મહાત્મા ગાંધીજી.

દક્ષિણ આફ્રિકાની લડતને અન્તે સને ૧૯૧૪ માં.

બ્રિટિશ સામ્રાજ્યની એશિયાવાસી પ્રજા માટે વસાહતોનાં દ્વાર બંધ કરવાની તથા તેમના બ્રિટિશ પ્રજાજન તરિકેના હક્કનો નિષેધ કરવાની નીતિ ચલાવવામાં આવે છે, અને બીજી તરફથી એશિયાનાં દ્વાર સૌને માટે ખુલ્લાં રાખવાની, તેથી વિરુદ્ધ નીતિ અખ્ત્યાર કરવામાં આવે છે; એ સામ્રાજ્યને ઘણું નુકસાન કર્તા છે, અને અન્યાય્ય છે તેમ ડહાપણ વિનાનું છે, એ દર્શાવવાની કૅાન્ગ્રેસ પોતાની ફરજ સમજે છે.

(ઈ) દક્ષિણ આફ્રિકામાં ગીરમીટ પદ્ધતિ અનુસાર હિંદમાંથી મજુરો લઇ જતા બંધ કરવા માટે આ કૅાન્ગ્રેસ હિન્દની સરકારનો ઉપકાર માને છે. આ કૅાન્ગ્રેસનો એવો દૃઢ અભિપ્રાય છે કે પ્રજાનું વિશેષ હિત જોતાં ગીરમીટ પદ્ધતિ ઇચ્છવા જોગ નથી અને તે નાબુદ થવી જોઇએ. તેથી તે સરકારને આગ્રહ કહે છે કે, દેશની અંદર કે બહાર ગીરમીટથી મજુરોને લઇ જવાનો પ્રતિબંધ કરવો.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આજ ઠરાવ, ગયે વર્ષે પણ કૅાન્ગ્રેસે પસાર કર્યો હતો, અને જો કે આમાં બધાં વસાહતો માટે કહેવામાં આવ્યું છે અને વધારામાં ગીરમીટ પદ્ધતિ બીલકુલ બંધ કરવાની ભલામણ પણ કરવામાં આવી છે, છતાં હું દક્ષિણ આફ્રિકાના સવાલ ઉપર જ બોલવા માંગું છું અને હું આશા રાખું છું કે મારા પછીના વક્તાઓ આ ઠરાવના બીજા વિષયો ઉપર બોલશે. ગયે વર્ષે પસાર કરેલો ઠરાવ આ વર્ષે પણ પસાર કરવાનું કારણ એ જ છે કે, દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ ગયે વર્ષે હતી તેવી જ આજે પણ છે. હું કહી દઉં કે આ ઠરાવ મેં તથા મિ. પોલાકે મળીને ઘડેલો છે. મિ. પોલાકે દક્ષિણ આફ્રિકાની હિન્દી કોમના દૃષ્ટિબિન્દુ સંબંધે વિગતો પૂરી પાડી હતી. તમે જાણો છો કે હું હમણાંજ દક્ષિણ આફ્રિકા જઇ આવ્યો છું અને ત્યાં મેં આ ઠરાવને અનુસરીને જ કાર્ય કરેલું છે. તેથી આ ઠરાવ આપના સ્વીકાર માટે હું પૂર્ણ આત્મશ્રદ્ધા સાથે રજુ કરૂં છું. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આજે દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ કેવી છે તે વિષે હું તમારી સમક્ષ બોલું તે પહેલાં, મારા કેટલાક મિત્રો અને સહકારીઓના મનમાં, મારા દક્ષિણ આફ્રિકાના કામ સંબંધે કેટલીક

ગેરસમજ થયેલી છે તે દૂર કરવાની હું મારી ફરજ સમજું છું. એમ કહેવામાં આવે છે કે દક્ષિણ આફ્રિકાની સંયુક્ત સરકારને અને યુરોપીય કોમને હિંદુસ્તાન તરફથી મેં કેટલાંક વચનો આપ્યાં છે, અને તેમ કરવાનો મને બીલકુલ અધિકાર ન હતો. વળી એમ કહેવામાં આવે છે કે, ખરૂં જોતાં મેં તથા શ્રીયુત્ ગાંધીએ દેશાન્તર વસવાટની બાબતમાં હિંદુસ્તાનના કેટલાક હક્કો જતા કર્યા છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ આક્ષેપમાં લવલેશ પણ સત્ય હોત તો તો મારા મરણ પર્યંત મારી દક્ષિણ આફ્રિકાની યાત્રા મને સાલ્યાં કરત. પરંતુ, હું એકદમ સ્પષ્ટ રીતે અને મારામાં છે તેટલા જોસથી કહું છું કે આ બે આક્ષેપોમાં સત્યનો છાંટો પણ નથી. વચન આપવાના સંબંધમાં કહું છું કે, મેં અથવા શ્રીયુત ગાંધીએ અથવા બીજા કોઇએ પણ, દક્ષિણ આફ્રિકાની યુરોપીય કોમને, દક્ષિણ આફ્રિકામાં કોઈને પણ, કાંઈ વચન આપ્યું નથી. તો પછી હિંદુસ્તાન તરફથી વચન આપવાની તો વાતજ ક્યાં રહી? હું ત્યાં કયા અધિકારની રૂઇએ ગયો હતો તે હમેશાં બરાબર કહેવાની હું કાળજી રાખતો. જનરલ બોથા તથા બીજા મંત્રીઓ સાથેની મારી મુલાકાતમાં મેં તેમને પહેલીજ વાત એ જણાવી હતી કે, હું અહિં હિન્દુસ્તાન તરફથી કાંઈ અધિકાર લઇને આવ્યો નથી, તેમ હિંદુસ્તાનના લોકોએ મને મારા દેશી ભાઇઓને મદદ કરવાને માટે પણ મોકલ્યો નથી. પરંતુ હું માત્ર એક ખાનગી વ્યક્તિ તરિકે દક્ષિણ આફ્રિકાની હિંદી કોમનો બોલાવેલો આવ્યો છું. હું તેમને મદદ કરવા આવ્યો છું અને મારૂં મુખ્ય કાર્ય દક્ષિણ આફ્રિકાની સરકાર સમક્ષ અહિં વસતા હિંદીઓની ફરિયાદો અને વિચારો રજુ કરવાનું છે. બોર સરકાર અને મારી વચ્ચે કાંઇ મસલત થઈ શકે નહિ અને થઇ પણ નથી. એક મ્હોટા દેશની સરકાર અને મારા જેવા ખાનગી માણસ વચ્ચે મસલત હોઇ પણ ન શકે. દક્ષિણ આફ્રિકાની સરકાર સાથે મસલત ચલાવવાની મને સત્તા નહતી, તેમ મારી તેવી પદવી પણ નથી. વચનોના સંબંધમાં મારે આટલું કહેવાનું છે.

હવે શ્રીયુત્ ગાંધી અને મારે વિષે એમ કહેવાય છે કે, દેશાન્તર

વસવાટની બાબતમાં હિંદના કેટલાક હક્કો અમે જતા કર્યા. પ્રતિનિધિ બંધુઓ, હું તમને ફરીને ખાતરી આપું છું કે, હિંદીઓ જે કાંઇ હક્ક ભોગવે છે તેમાંથી, મારા કે શ્રીયુત્ ગાંધીના કોઇ પણ કૃત્યથી, કાલ્પનિક રીતે કે વ્યાવહારિક રીતે, કિંચિત્ માત્ર, તલભાર પણ, અરે, એક અણુ પણ હક્કને આંચ આવી નથી. શ્રીયુત્ ગાંધીએ ચલાવેલી સત્યાગ્રહની લડતનું હું વર્ણન કરીશ અને તે શા હેતુથી ચલાવવામાં આવી હતી તે હું તમને કહીશ ત્યારે આ તમને વિશેષ સ્પષ્ટ સમજાશે. દક્ષિણ આફ્રિકાની સરકારે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના નહિ, પણ ભારતવર્ષમાં વસતા હિંદીઓના, અત્યાર સુધી માત્ર કાલ્પનિક રીતે ભોગવાતા હક્કો ઉપર તરાપ મારી, તેટલા માટે શ્રીયુત્ ગાંધી અને તેમની આગેવાની નીચે કામ કરતી સત્યાગ્રહીઓની બહાદુર ટુકડીએ અનેક જાતનાં દુઃખ વેઠયાં, અનેક જાતના આત્મભોગ આપ્યા. તે માત્ર એટલાજ માટે કે ભારતવાસીઓના હકક છીનવી લેવામાં ન આવે. અન્તે, હિંદી લોકોના હકક છીનવી લેવાતા અટકાવવામાં, તેમને વિજય મળ્યો. પરંતુ એમ કહેવામાં આવે છે કે, શ્રીયુત્ ગાંધીએ જનરલ સ્મટસ સાથે જે કામ ચલાઉ સમાધાન કર્યું છે તેમાં, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના અબાધિત વસવાટનો હક્ક છોડી દેવામાં આવ્યો છે. હું તે સવાલ ઉપર પણ આવું છું અને મારી હકીકત તમે સાંભળશો ત્યારે તમને જણાશે કે, શ્રીયુત્ ગાંધીએ એવું કાંઇ કર્યું નથી. મારી હકીકત સાંભળ્યા પછી, તમારે શ્રીયુત્ ગાંધી, અને જેઓ એમ કહે છે કે તેમણે આ બાબતમાં આપણો સિદ્ધાન્ત છોડી દીધો, તેમની વચ્ચે ન્યાય કરવાનો છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, સત્યાગ્રહની લડતનો આરંભ થયો તે સમયે વસ્તુ સ્થિતિ કેવી હતી? બોઅર વિગ્રહ પૂરો થયો ત્યારે,—આપણે અત્યારે દેશાન્તર વસવાટનો પ્રશ્નજ માત્ર લઇએ છીએ—દેશાન્તર વસવાટનો કાયદો કેપ કોલોની અને નાતાળમાં યુરોપીયો તેમજ હિંદીઓને માટે એકજ હતો. એટલે પોતાની કેળવણી સંબંધે અમુક પરીક્ષા આપીને દરેક જણને ત્યાં દાખલ થવાનો હક્ક હતો. પરંતુ આ માત્ર કાગળ ઉપર હતું. વ્યવહારમાં આ કાયદાનો અમલ યુરોપીય લોકો અને હિંદીઓને

માટે જુદી જુદી રીતે થતો હતો. તે ગમે તેમ હોય છતાં કાયદેસર રીતે, સિદ્ધાન્તમાં, યુરોપીય અને હિંદી વચ્ચે ભેદ ન હતો. ટ્રાન્સવાલમાં હિંદીઓને તેમનાં નામ નોંધાવવાં પડતાં અને નામ નોંધામણુની ફી ત્રણ પાઉન્ડ આપવી પડતી. યુરોપીય લોકોને નામ નોંધાવવાનાં ન હતાં. ઑરેન્જ ફ્રી સ્ટેટસમાં કાયદો કરીને હિંદીઓને તે વસાહતમાં દાખલ થવાનો પ્રતિબંધ કરેલો હતો. બોઅર સરકારના સમયમાં આ પ્રમાણે ચાલતું હતું અને બોઅર વિગ્રહને અન્તે પણ આ સ્થિતિ હતી. એટલે વ્યાવહારિક રીતની વાત છોડી દઈએ અને કાલ્પનિક સ્થિતિ વિચારીએ તોપણ બોઅર વસાહતોમાંથી બેમાં હિંદીઓને સમાન હક્ક ન હતા. કેપ કોલોની અને નાતાલમાં કાલ્પનિક સમાનતા હતી, પણ વ્યાવહારિક સમાનતા ન હતી. આ ખરાબ તો હતુંજ. પરંતુ આશરે પાંચ વર્ષ ઉપર તો ટ્રાન્સવાલ સરકારે જે કાલ્પનિક સમાનતા આપણે ભોગવતા હતા તે પણ છીનવી લેવાનો અને જુલ્મી તથા હીણુપદ લગાડે તેવા કાયદા કરવાનો પ્રયત્ન કર્યો. એક સને ૧૯૦૭ માં અને બીજો સને ૧૯૦૮માં એમ બે કાયદા પસાર કરવામાં આવ્યા;–અહિં ધ્યાનમાં રાખવાનું છે કે શહેનશાહી સરકારની સંમતિ અને મંજુરીથી આ કાયદા પસાર થયા. આ કાયદાથી બ્રિટિશ હિંદીઓને ટ્રાન્સવાલમાં દાખલ થવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો, અને ત્યાં પહેલાંના વસેલા હિંદીઓને પોતાનાં નામ નોંધાવી દેવાની ફરજ પડી. નામ નોંધાવવામાં ઘણી અપમાનકારક શરતો નાંખેલી હતી. પ્રથમ આ બે કાયદા પસાર કરવામાં આવ્યા અને ત્યારપછી દક્ષિણ આફ્રિકાના બીજા ભાગોમાં તેવાજ બીજા કાયદાઓ થવા લાગ્યા. સૌ એમ જાણુતા હતા કે, જો હિંદીઓ આ કાયદા કબૂલ કરશે તો તે કાયદા નાતાળ અને કેપ કોલોનીને પણ લાગુ પાડવામાં આવશે. તેટલા માટે શ્રીયુત્ ગાંધી અને તેમના સાથીઓએ, આ કાયદાને તાબે થવું નહિ અને જરૂર પડે તો સર્વસ્વનો ભોગ આપવો એવો નિશ્ચય કર્યો અને સત્યાગ્રહની લડત ઉપાડી. ઇતિહાસપ્રસિદ્ધ કોઇ પણ લડતથી ઉતરે નહિ તેવી સખ્ત અને ભારે આ લડત હતી. તે લગભગ બે વર્ષ ચાલી. આ

લડતમાં દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા દેશબંધુઓએ બહુજ આનન્દની સાથે અકથ દુઃખો સહ્યાં અને મારી કે તમારી કલ્પનામાં પણ ન આવે તેવા આત્મભોગો આપ્યા. આપણા દેશની વિરુદ્ધ આવો નામોશી લાગે તેવો કાયદો પસાર કરવામાં ન આવે તેટલા માટે હિંદીઓએ જેલની સજાઓ વેઠી. તેની કુલ સંખ્યા લગભગ ૨૭૦૦ થાય છે. કાયદો માત્ર નવા આવનારાઓ માટે હતો. જે હિંદીઓ ત્યાં હતા તેમને આ કાયદો બાધ કરતો નહતો. તેઓ ત્યાં હતાજ. કાયદો તો માત્ર અહિંથી જેમને ત્યાં જવું હોય તેમને માટે હતો. પરંતુ સામ્રાજ્યના બીજાં અંગોની સાથે આપણી કાલ્પનિક સમાનતા જાળવવાની ખાતરજ, આ બહાદુર પુરુષોએ અને સ્ત્રીઓએ, અપમાન સહી લેવા કરતાં, આ બધું દુઃખ સહન કરવાનું પસંદ કર્યું. જેલની સજાઓ ૨૭૦૦ થઇ. તે કોણે વેઠી ? શિક્ષિત જનોએ નહિ. દક્ષિણ આફ્રિકામાં શિક્ષિત હિંદીઓ નથી. ત્યાં તો સાધારણ ફેરી ફરનારા અને મજુરી કરનારા માણસો છે. પરંતુ શ્રીયુત્ ગાંધીના આત્મબળે તેમના ઉપર અસર કરી હતી અને તેમનામાં નવું ચેતન આણ્યું હતું. તેઓએ આનંદથી આત્મભોગ કર્યા. જ્યારે પુરુષો કાંઇ કરી શકે તેમ ન હતું, એટલે કે તેઓ ઘણા ખરા જેલમાં ગયા હતા ત્યારે, સ્ત્રીઓ અને કુમળી વયનાં બાળકોએ લડત ઉપાડી લીધી. આ લડતનો અહેવાલ આપણા ઇતિહાસનું એક ઉજ્જ્વલ પ્રકરણ બની રહેશે. આપણા ભાઇઓએ આ બધી લડત, હિંદીઓ જે કાલ્પનિક સમાનતા અત્યાર સુધી ભોગવતા હતા તે છીનવી લેવાય નહિ, તેટલા માટે, ચલાવી હતી. એમ કહેવામાં આવે છે કે, આ બધું તો ઠીક, લડતના સંબંધમાં બધી વાત ઠીક છે, પરંતુ શ્રીયુત્ ગાંધીએ જનરલ સ્મટસ સાથે સમાધાન કર્યું—જેને કામચલાઉ સમાધાન કહેવામાં આવે છે અને ઠરાવના પહેલા ભાગમાં જેનો નિર્દેશ કરેલો છે,—તેમાં, એટલે તે સમાધાનની રૂઇએ, શ્રીયુત્ ગાંધીએ, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના અબાધિત વસવાટના હક્કનો સિદ્ધાન્ત છોડી દીધો. સન્નારીઓ અને સદ્ગૃહસ્થો, તે સમાધાનમાં શું છે તે હવે જુઓ. શ્રીયુત્ ગાંધી જાણતા હતા, તે દેશમાં સૌ જાણી તેમ હતું કે, વર્તમાન

પરિસ્થિતિમાં તે દેશમાં આપણા લોકોનો અબાધિત વસવાટનો હક્ક હોઇ શકે નહિ. વ્યાવહારિક રાજ્યનીતિ*ની દૃષ્ટિએ તેમ બની શકે તેમજ નથી. જેમ હિંદી વાઇસરોય નીમાવવાનો પ્રશ્ન વ્યાવહારિક રાજ્યનીતિની મર્યાદામાં નથી, તેજ પ્રમાણે આ પ્રશ્ન પણ વ્યાવહારિક રાજ્યનીતિમાં આવી શકે તેમ નથી. તમે તમારૂં દૂરનું ધ્યેય તે રાખી શકો છો. તમે તે દિશામાં દૃઢતાપૂર્વક આગળ વધી શકો છો. પરંતુ અત્યારે વ્યાવહારિક રાજ્યનીતિના પ્રશ્ન તરીકે તે તમે લાવી શકતા નથી. શ્રીયુત્ ગાંધીની ઇચ્છા એટલી હતી કે આજે દક્ષિણ આફ્રિકાના કાયદામાં આપણી સામે રંગભેદનો પ્રતિબંધ હોવો જોઇએ નહિ અને તે રંગભેદ કાઢી નાંખવા માટે તેમણે આ સત્યાગ્રહની લડત ચલાવી. તેટલાજ માટે તેમણે અને તેમના સાથીઓએ આટલા આત્મભોગ આપ્યા અને આટલાં દુઃખ વેઠયાં. શરૂઆતથીજ તેમની તકરાર એ હતી કે કાયદામાં આ રંગભેદ હોવો જોઇએ નહિ. પરંતુ તે સિવાયની બધી વાત જરૂર ×કાર્યકારી મંડળની મુખત્યારી ઉપર રહે છે. અહિં વળી એક બીજી ગેરસમજ થયેલી છે. એ વાત સાચી છે કે, આ કરારની રૂઇએ દર વર્ષે ઓછામાં ઓછા અમુક હિંદીઓને તે દેશમાં દાખલ કરવાની શરતે શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહની લડત હમણાં બંધ રાખી છે. પરંતુ તેમણે તેવું સમાધાન શા માટે કર્યું ? આવી જાતની શરત ન હોય તો શું સ્થિતિ થાય તેનો તમે જરા વિચાર કરશો, એટલે તે સમજાશે. સત્યાગ્રહની લડતને લીધે યુનિયન સરકારને, યુરોપીય તેમજ હિંદીઓ માટે એકજ કાયદો કરવાની જરૂર પડી. પરંતુ આવી રીતના કોઇપણ કાયદામાં ઘણી મુખત્યારી કાર્યકારી મંડળના હાથમાં રહેજ. પછી ઑસ્ટ્રેલિયા અને કાનડાના જેવું દક્ષિણ આફ્રિકામાં પણ થાય. ઑસ્ટ્રેલિયામાં યુરોપીય અને હિંદી માટે જો કે કાયદો એકજ છે, છતાં હકીકત એવી છે કે, એક પણ હિંદીને ત્યાં પેસવા દેવામાં આવતો નથી. કાર્યકારી મંડળ તેમની મુખત્યારી એવી રીતે વાપરે છે કે, હિંદીઓ ત્યાં દાખલ થઈ શકે નહિ. કાનડાવાળા પણ એજ નીતિ અખત્યાર

* practical politics, × Executive.

કરવાના છે. તેઓએ હવે બીજા હિંદીઓને ત્યાં નહિ પેસવા દેવાનો નિશ્ચય કર્યો છે અને એક પણ હિંદી ત્યાં જઈ શકે નહિ એવી રીતે તેમની કાર્યકારી સત્તા તેઓ વાપરવાના છે. શ્રીયુત ગાંધીને એમ લાગ્યું કે, દક્ષિણ આફ્રિકામાં આજ પ્રમાણે થશે. યુરોપીય અને હિંદી માટે કાયદો એકજ રહે પણ તેમની કાર્યકારી સત્તાની રાહે તેઓ એમ કહે કે:—"અમે હવે બીજા હિંદીઓને પેસવા દઈશું નહિ." તેની સામે કાંઈ દાદ ફરિયાદ ન મળે. શહેનશાહી સરકાર તમારી કુમકે આવે નહિ. હિંદની સરકાર તમને કાંઇ મદદ કરે નહિ. તો પછી શું કરવું? છેલ્લાં કેટલાંક વર્ષોની સરેરાશ કાઢતાં જણાયું કે, દર વર્ષે ૪૦ સ્વતંત્ર હિંદીઓ દક્ષિણ આફ્રિકામાં જાય છે. બસોથી ત્રણસો મજુરો ગીરમીટીઆ તરિકે ત્યાં જતા હતા. અલબત્ત દક્ષિણ આફ્રિકા માટે ગીરમીટ પદ્ધતિ તો હવે બંધ થઇ છે. પરંતુ દક્ષિણ આફ્રિકામાં જતા સ્વતંત્ર હિંદીઓની સરેરાશ વર્ષની ૪૦ આવી. એટલે વ્યાવહારિક રીતે આપણે તેટલો હક્ક ભોગવતા હતા. કાલ્પનિક રીતે કાંઇક સમાનતા હતી. પણ વસાહતોમાં વ્યાવહારિક રીતે દર વર્ષે ૪૦ માણસો જતાં હતાં. શ્રીયુત ગાંધીને એમ લાગ્યું કે આપણે સમાનતાનો કાલ્પનિક હક્ક લેવા જતાં, ૪૦ માણસો દાખલ થવાનો વ્યાવહારિક હક્ક પણ ખોઇ બેસીશુ. તેથી તેમણે એવો આગ્રહ કર્યો કે કાર્યકારી સત્તાની રાહે પણ વસાહતોમાં ઓછામાં ઓછા ૪૦ હિંદીઓ તો દાખલ થવાજ દેવા. તેઓ વધારે દાખલ થવા દે તો સારી વાત છે, પરંતુ ૪૦ સુધી તો તેઓ ના કહી શકેજ નહિ. આ તેમનો આગ્રહ હતો. ટ્રાન્સવાલમાં છને દાખલ કરવાજ જોઇએ અને બાકીનાં બીજાં વસાહતોમાં દાખલ થઇ શકે, એ પ્રમાણે તેમણે બોલી કરી હતી. તેમણે એમ ધાર્યું કે, આમ કરવાથી હિંદીઓની સ્થિતિ છે તેથી તો બગડશે નહિજ. તમે જો આ દૃષ્ટિથી જુઓ તો તમને સમજાશે કે, દક્ષિણ આફ્રિકામાં અબાધિત રીતે વસવાટ કરવનો હિંદીઓનો હક્ક આ શરતથી મર્યાદિત થતો નથી, પરંતુ કાર્યકારી સત્તા, જેની રાહે તેઓ ધારે તો કોઇને પણ દાખલ કરે નહિ, તે મર્યાદિત થાય છે. જો આવી શરત ન કરી હોય અને આવી મર્યાદા ન મૂકી

હોય તો કાર્યકારી સત્તાધીશો કોઇ પણ હિંદીને ન પેસવા દે અને બીલકુલ વસવાટ થઈ શકે નહિ. તમે શું આ સ્થિતિ પસંદ કરશો? મારી ખાતરી છે કે, જો તમે આ રીતે પ્રશ્નને વિચારશો તો તમને જણાશે કે શ્રીયુત ગાંધીએ આ લઘુતમ સંખ્યા કબૂલ કરવામાં પણ દક્ષિણ આફ્રિકાની હિંદી કોમનું સાચું હિત જાળવ્યું છે. વળી તમારે બીજી એક વાત યાદ રાખવાની છે. એમ કહેવામાં આવે છે કે, "પરંતુ, તે પછી તેમણે સત્યાગ્રહની લડત છોડી દીધી." સરકાર સૌને માટે સમાન કાયદો રાખે અને ટ્રાન્સવાલમાં ૭ અને બાકીના બીજાં વસાહતોમાં, એમ આખા દક્ષિણ આફ્રિકામાં ઓછામાં ઓછા ૪૦ માણસોને દાખલ કરે. એવી શરતે લડત મુલતવી રાખવામાં આવી છે. શ્રીયુત ગાંધીએ એટલુંજ કર્યું છે કે, આ પ્રશ્ન ઉપર હમણાં લડત બંધ કરી છે. ત્યાં બીજા ઘણા પ્રશ્નો સંબંધે હિંદી કોમને કામ કરવાનું છે. તે વિષે હું તમને હમણાંજ કહીશ. પરંતુ દેશાન્તર વસવાટના આ ખાસ પ્રશ્નની બાબતમાં શ્રીયુત ગાંધી ધારે છે કે, પોતાના દેશના હક્ક ઉપર પ્રતિબંધ મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો તે દૂર કરીને, અને હાલ છે તે કરતાં હિંદીઓની સ્થિતિ વિશેષ બગડે નહિ એ પાકે પાયે નક્કી કરીને, તે પ્રશ્નને ત્યાંજ છોડી દેવો એ ડહાપણ અને દૂરંદેશી ભરેલું તથા નીતિયુક્ત છે. તેનો અર્થ એમ નથી થતો કે બીજા હિંદીઓ, જો તેમની ઇચ્છા હોય તો આ પ્રશ્ન ફરી ન ઉપાડી શકે. શ્રીયુત ગાંધીએ, મેં અથવા બીજા કોઇએ ત્યાં એવું કાંઇ પણ કહ્યું કે કર્યું નથી, જે આ બાબતમાં અથવા બીજી કોઇ પણ બાબતમાં તમારી મરજી મુજબ વર્તવાની તમારી મુખત્યારીને બંધનરૂપ થાય. જો આ દેશના લોકોની દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરવાની ઇચ્છા હોય અને ૪૦ કરતાં વધારે માણસો જાય અને તેમને પાછા કાઢવામાં આવે તો તેની સામે તમે વાજબી વાંધો ઉઠાવી શકો છો અને તમે તેને માટે જરૂર ચળવળ પણ કરી શકો છો. તેમાં તમને, શ્રીયુત ગાંધી, બીજા કોઇ પણ માણસ કરતાં વધારે, વિજય ઇચ્છશે. તેમની ઇચ્છા એવી નથી કે તમે અદબ વાળીને બેસી રહો. પરંતુ તેમના પોતાના સંબંધમાં અને તેમના સાથીઓના

સંબંધમાં, તેઓ એમ માને છે કે, આ દેશાન્તર વસવાટના પ્રશ્નમાં અત્યારે તેમનાથી કાંઇ વિશેષ થઇ શકે તેમ નથી. તેમનામાં જે શ્રમશીલતા છે અને તેમની પાસે જે શક્તિ તથા સાધનો છે, તેનો તેઓ બીજાં કાર્યોમાં ઉપયોગ કરવા ઇચ્છે છે. દેશાન્તર વસવાટના પ્રતિબંધ કરતાં બીજાં વધારે જરૂરનાં અને વધારે દુઃસહ દુઃખો ટાળવામાં તેઓ તેનો વ્યય કરવા ધારે છે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, કામચલાઉ સમાધાન સંબંધે વસ્તુસ્થિતિ ટૂંકમાં આ પ્રમાણે છે. હવે હમણાંજ મેં બીજાં દુઃખો વિષે કહ્યું તે કયાં કયાં છે તે તમને જણાવીશ. પરંતુ મને આશા છે કે, હવે તમને એટલું સ્પષ્ટ થયું હશે કે કોઇએ, કોઇ પણ જાતની બાંહ્યધરી આપી નથી, કોઈની પાસેથી બાંહ્યધરી માંગવામાં આવી નથી અને અમને તો, કોઇને કોઇ જાતની બાંહ્યધરી આપવાનો સ્વપ્નેય ખ્યાલ નથી આવ્યો. શ્રીયુત્ ગાંધી અને મેં એકજ જાતની ભાષા વાપરી છે અને મને લાગે છે કે તેનો આ દેશમાં અનર્થ કરવામાં આવ્યો છે. ત્યાં જે જાય તે જરૂર જોઈ શકે એમ છે કે, યુરોપીય લોકોના મનમાં એવો ભય પેસી ગયો છે કે, હિંદના લોકો ધીમે ધીમે તેમને હડાવી દેશે અને તે દેશને બીજું હિંદુસ્તાન બનાવી મૂકશે. અત્યારે ત્યાં યુરોપીય લોકોની સ્થિતિ અત્યંત મુશ્કેલીભરી છે. તમે સાધારણ યુરોપીય સાથે વાત કરો તો તમને તેની વાત પરથી જણાશે કે, જાણે તે મહા દાવાનળથી વીંટળાયલો હોય. તેને દેશની મ્હોટી અસલ વસતિની વચ્ચે રહેવું પડે છે અને બન્ને પક્ષના× મનમાં કાંઇક એવું ભરાઇ ગયું છે કે, અત્યારનું વલણ લડાઇ ઉભી કરે તેવું છે, જો કે પરિણામે કાંઇ લડાઇ ન પણ થાય. હિંદીઓના ત્યાં જવાથી તેમાં એક ત્રીજું તત્ત્વ દાખલ થાય છે. તે ઉમેરીને સ્વાભાવિક રીતેજ સ્થિતિ વિશેષ વિષમ બનાવવા તેઓ ઇચ્છતા નથી. અત્યારે ત્યાં હિંદીઓની સંખ્યા દોઢ લાખની છે અને યુરોપીયોની સંખ્યા સાડાબાર લાખની છે. તે લોકોને તો હિંદીઓની આટલી સંખ્યા પણ ઘણી મ્હોટી લાગે છે, પરંતુ તેઓ તો ૩૦ કરોડ હિંદીઓનોજ વિચાર કરે છે અને એમ કલ્પના કરે છે

× યુરોપીય લોક અને અસલ વતનીઓ.

કે, તેમાંથી થોડા કરોડ અથવા થોડા લાખ ત્યાં જઈ પડશે, તો તેમને તે વસાહતમાં તેમનું આધિપત્ય જાળવવું મુશ્કેલ થઈ પડશે. આપણે તો જાણીએ છીએ કે, આ ભય નકામો છે, કારણ આ દેશમાંથી લોકોની ત્યાં જઇને વસવાટ કરવાની ઇચ્છાજ નથી. ત્યાં જઇને આપણે શું કરીએ ? ત્યાં શિક્ષિત જનોને માટે કાંઇ ધંધો રોજગાર નથી. ત્યાં ન્હાના ન્હાના વેપારીઓ તેમનો રોજગાર ચલાવી શકે છે, પરંતુ તેમને અત્યંત અપમાન સહેવું પડે છે. વસતિ તો, લોકોને સરકાર ગીરમીટમાં લઇ ગઇ તેથી વધતી ગયેલી. હવે ગીરમીટ પદ્ધતિ બંધ કરવામાં આવી છે એટલે, દક્ષિણ આફ્રિકાની હિંદી વસતિ, જો તેમના તરફ સારો વર્તાવ કરવામાં નહિ આવે તો, ધીમે ધીમે ઘટતી જશે અને છેવટે સમૂળગી નષ્ટ થઈ જશે. એટલે આપણે માટે તો સવાલજ નથી. આપણામાંથી કોઇની એવી ઇચ્છા નથી કે, ત્યાં જઇને તે દેશમાં ભરતી કરવી. પરંતુ યુરોપીય કોમ, ત્યાં હાલ જે હિંદી કોમ છે તેના ઉપર એવો શક લાવે છે. હિંદીઓ ઉપર એવો શક લાવવામાં પણ આવ્યો હતો કે, તેઓ હિંદમાંથી હિંદીઓને ત્યાં બોલાવીને જ્યાં બની શકે ત્યાં તેમને ભરી દેવાના પ્રપંચમાં છે. શ્રીયુત ગાંધી અને તેમના સાથીઓ એટલું સમજી ગયા છે કે, જ્યાં સુધી યુરોપીયોના મનમાં આ ભય ભરાઇ રહ્યો છે ત્યાં સુધી સ્વતંત્ર હિંદીઓનાં બીજાં દુઃખો દૂર થવાનો સંભવ નથી. અને તમે જોઇ શકશો કે દેશાન્તર વસવાટ કરવાના પ્રતિબંધના દુઃખ કરતાં બીજાં દુઃખો ઘણાંજ વધારે દુઃસહ છે. આપણે અહિં શું કરીએ છીએ તેની સાથે તેમને ( યુરોપીય લોકોને ) સંબંધ નથી. દક્ષિણ આફ્રિકાવાસીઓને આ દેશમાં આપણે શું કરીએ છીએ તેની દરકાર નથી. આપણે અહિં શું કરીશું તેની તેમને બાંહ્યધરી જોઇતી નથી. તમે અહિં ગમે તેટલી ચળવળ કરો તેને તેઓ ગણતા નથી. તેમને તો શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહની ચળવળ ઉભી કરી તેવી ત્યાં કાંઈ ચળવળ ઉભી થાય તેની ફીકર છે. દેશાન્તર વસવાટના પ્રશ્ન ઉપર દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ ચળવળ ઉભી કરે તો જરૂર તેમનો ભય વિશેષ પાકો થાય. જો ત્યાં હિંદી કોમ કાંઇ ચળવળ ન કરે તો તેમનો

જાય શમી જાય. શ્રીયુત્ ગાંધી અને તેમના સાથીઓ સમજે છે કે, દેશાન્તર વસવાટના પ્રશ્ન ઉપર આટલું કર્યા પછી, તે પ્રશ્નને એટલેથી પડતો મૂકવો એજ ઠીક છે. આગળ ઉપર જ્યારે કોમ વધારે બળવાન થાય, જ્યારે તે કોમને હિંદુસ્તાન તરફથી અત્યારે મળ્યો છે તે કરતાં વધારે સારો ટેકો મળે, અને સરકારમાં પણ હિંદીઓનું વિશેષ વજન પડે ત્યારે પ્રશ્ન ફરી ઉપાડયો હોય તો ઠીક. અથવા ભવિષ્યની પ્રજા આ પ્રશ્ન ફરી ઉપાડી લે અને તેને વધારે આગળ ધપાવે. પરંતુ અત્યારે તો, કોઇ પણ રીતે આ સંબંધે વધુ કરવું શક્ય નથી; અને તેથી શ્રીયુત્ ગાંધી આ પ્રશ્નને આટલેથીજ રહેવા દેવામાં સંતોષ માને છે. આપણે જેમ કોંગ્રેસમાં કરીએ છીએ તેમ—એક વખત એક સુધારો લઇને, બીજા બધાને પાછળ મૂકી, તેનેજ ખાસ આગળ કરીએ છીએ; વળી બીજી વાર બીજો સુધારો લઇને, બીજા બધા પાછળ રાખીએ છીએ અને તેનેજ માટે આગ્રહ કરીએ છીએ. તેના જેવુંજ આ છે. તેઓએ પણ આ પ્રશ્ન ઉપાડયો, અને તેને માટે લડત ચલાવી. અમુક સ્થિતિએ તેને લાવીને ત્યાં પડતો મૂકયો. તેમ કરવામાં તેમણે કોઇના પણ, ત્યાંના કે આ દેશના કોઈ પણ હિંદીઓના—હક્કનો લેશ માત્ર પણ ભોગ આપ્યો નથી કે ત્યાગ કર્યો નથી.

હવે, તેમને બીજાં કયાં દુઃખો વેઠવાં પડે છે તેનો વિચાર કરશો તો તમને તરત લાગશે કે આપણી હેરાન થઇ ગયેલી, ભીખારી થઇ ગયેલી, થાકી ગયેલી હિંદી કોમ એવાં અસહ્ય દુઃખો વેઠી રહી છે કે, દેશાન્તર વસવાટની સ્વતંત્રતા માટે લડવાનું તેનાથી બની શકે તેમ નથી. આપણે સામ્રાજ્યમાં *સમાન પ્રજાધિકારની વાતો કરીએ છીએ, અને એમ કહેવાય છે કે, દેશાન્તર વસવાટની છૂટ વિના, સમાન પ્રજાધિકાર હોઇ શકે નહિ. પરંતુ મારા મિત્રો, આ દેશમાં ઘણીએ બાબતોમાં આપણને સમાન પ્રજાધિકાર નથી. એટલે આપણી ફરિયાદ કાંઇ એકલા દેશાન્તર વસવાટ બાબતની નથી, પરંતુ સમાન અથવા સ્વતંત્ર પ્રજાધિકારનો પ્રશ્ન, દેશાન્તર વસવાટના પ્રશ્ન સિવાય બીજા ઘણા

* Equal citizenship.

પ્રશ્નોમાં વિશેષ સમાયલો છે. સાધારણ રીતે તમે આમ કહી શકો:– જો અમને શહેનશાહતની બીજી પ્રજાઓની તદ્દન સમાન ગણતા હો તો પ્રથમ દક્ષિણ આફ્રિકામાં જે રીતે યુરોપીય લોકો જઇ શકે છે તેજ રીતે જવાની અમને છુટ હોવી જોઇએ અને બીજું ત્યાં ગયા પછી જે રીતે યુરોપીય લોકો ત્યાં રહે છે તેજ રીતે અમને પણ ત્યાં રહેવા દેવા જોઇએ. આ પ્રશ્ન પણ સમાન અને સ્વતંત્ર પ્રજાધિકારનોજ છે. હવે આ બીજી સમાનતામાં આઠ કે નવ બાબતનો વિચાર કરવાનો છે. જો આપણને શહેનશાહતની બીજી પ્રજાની સમાન ગણવામાં આવે તો, ગમે ત્યારે થોડા વખતને માટે આપણી મરજી પ્રમાણે આપણે તે દેશમાંથી બહાર જઇ શકીએ અને જ્યારે આપણે પાછા જવું હોય ત્યારે કોઇ પણ જાતની અટકાયત,. અડચણ કે મુશ્કેલી વિના આપણે ત્યાં જઈ શકીએ. એક હિંદીને, હિંદુસ્તાન જઇ આવીને ત્યાં પાછા દાખલ થવામાં, એક અંગ્રેજને ઇંગ્લંડ જઇ આવીને પાછા દાખલ થતાં જેટલી અડચણ પડે તે કરતાં જરા પણ વિશેષ અડચણ પડવી જોઇએ નહિ. બીજું, દક્ષિણ આફ્રિકામાં કોઇ પણ હિંદીને એક પ્રાન્તમાંથી બીજા પ્રાન્તમાં જવા આવવામાં કાંઇ મુશ્કેલી હોવી જોઇએ નહિ. દાખલા તરિકે કેપમાંથી ટ્રાન્સવાલમાં અને ટ્રાન્સવાલમાંથી ઑરેન્જીયામાં તે બીન અડચણે જઇ શકે તેમ હોવું જોઇએ. ત્રીજું, હિંદીને શહેરના જે ભાગમાં રહેવું હોય ત્યાં રહેવાની છુટ હોવી જોઇએ. એટલી શરત ભલે હોય કે, તે ભાગની સાધારણ રહેણી હોય તે પ્રમાણે તેણે રહેવું જોઇએ. ચોથું, હિંદીને જમીન અને બીજી સ્થાવર મીલકત પ્રાપ્ત કરવાનો અને ધારણ કરવાનો હક્ક હોવો જોઇએ. પાંચમું, યુરોપીયની માફકજ, તેના જેવીજ શરતોએ, હિંદીને પણ કોઇ પણ વેપાર કે ધંધોરોજગાર કરવાની છુટ હોવી જોઇએ. છઠ્ઠું, હિંદીઓનાં છોકરાં માટે, યુરોપીય છોકરાં સારૂ કેળવણીની જેમ રાજ્ય તરફથી વ્યવસ્થા થાય છે તેજ પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ. સાતમું, બીજી કોમો ઉપર ન હોય એવી ખાસ અધિકાર-હીનતાઓ અને બોજા હિંદીઓ ઉપર મૂકવામાં આવ્યા છે તેમાંથી તેમને મુક્ત કરવા જોઇએ. આઠમું, સરકારી નોકરીઓ જેમ યુરોપીય

લોકોને મળે છે તેમજ હિંદીઓને પણ મળી શકવી જોઇએ. નવમું અને છેલ્લું, હિંદીઓને મતાધિકાર હોવો જોઇએ; અને જાહેર જીવન અને જાહેર કાર્યક્ષેત્રો—પાર્લમેન્ટ, મ્યુનીસીપાલીટી અને એવાં બીજાં—તે હિંદીઓ માટે ખુલ્લાં હોવાં જોઇએ. હિંદીઓ શહેનશાહતની બીજી પ્રજાઓની સમાન હોય તો ઉપરની બાબતોમાં તેઓ યુરોપીયોની સમાન ગણાવા જોઇએ. હું ખાસ અધિકારહીનતાઓની વિગતોમાં નથી ઉતર્યો. હિંદીઓને નાટકોમાં જવા દેવામાં ન આવે, હોટેલોમાં રહેવા દેવામાં ન આવે, બગીચાઓમાં પાટલી ઉપર બેસવા દેવામાં ન આવે, પગરસ્તા ઉપર ચાલવા દેવામાં ન આવે વગેરેને હું સામાજિક અધિકારહીનતાઓ ગણું છું. તેમાંની કેટલીક અધિકારહીનતાઓને જાહેર ફરિયાદનું સ્વરૂપ આપી શકાય. મ્યુનીસીપાલિટીની મીલ્કતના સંબંધમાં આપણા લોકની ફરિયાદ બહુ વાજબી છે, કેમકે તેઓ પણ મ્યુનીસીપાલીટીને કર ભરે છે. પરંતુ આ સામાજિક અધિકારહીનતાઓ છે અને હું તેમને બાજુએ રાખું છું. પરંતુ ખરૂં કહીએ તો જો આપણે શહેનશાહતની બીજી પ્રજાઓની સમાન ગણાતા હોઇએ અને તે દેશમાં યુરોપીયોની સાથે સમાનભાવે આપણા તરફ વર્તાવ થતો હોય તો આ અધિકારહીનતાઓ પણ હોવી જોઇએ નહિ. ઉપરની નવે બાબતોમાં છેલ્લાં વીશ વર્ષથી દેશના એક અથવા બીજા ભાગમાં આપણા લોકો, થોડી ઘણી હાડમારી નહિ પણ, અસહ્ય હાડમારી ભોગવી રહ્યા છે. આ અધિકારહીનતાઓ દૂર કરવા માટે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ શ્રીયુત્ ગાંધીની સરદારી નીચે, કેટલીકવાર નિરાશામય અને કેટલીકવાર આશામય, પરંતુ નિરંતર, સખ્ત લડત ચલાવી રહ્યા છે. જ્યાં લોકો ઉપર આટલાં દુ:ખ પડે, જ્યાં લોકોને અન્યાયી કર આપવા પડે, જ્યાં કર ન ભરે તો શહેરથી ત્રણ, ચાર કે પાંચ ગાઉ દૂર રહેવું પડે, જ્યાં પરવાના વિના લોકો વેપાર કરી શકે નહિ—કોઈ પણ કારણસર આ પરવાનો રદ કરવામાં આવે,—જ્યાં લોકો દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જઇ શકે નહિ અને જ્યાં લોકો તેમનાં બાળકોને કેળવણી આપી શકે નહિ, ત્યાં—જે કોમને આટઆટલી અસહ્ય હાડમારી ભોગવવી પડતી હોય તેની પાસેથી, આ હાડમારીઓ ભોગવતાં છતાં જે થોડું ઘણું કૌવત તેનામાં

રચ્યું હોય તે, દક્ષિણ આફ્રિકાનાં દ્વાર આ દેશના લોકોને અબાધિત દેશાન્તર વસવાટ માટે ખુલ્લાં મૂકાવવાના પ્રયાસમાં વાપરવાની તમે આશા રાખો છો ? વધારે હિંદીઓ ત્યાં જાય તેની તેમને અડચણ નથી. તેથી તો તેમને ઉલટો લાભ છે, કારણ જે લડત તેઓ ચલાવી રહ્યા છે તેમાં બળનો ઉમેરો થશે. તમને ત્યાં જવા દેવામાં ન આવે તો તે અધિકાર-હીનતા તમારી છે. તમારામાં પાણી હોય તો તેને માટે ભારે ચળવળ ચલાવો. દેશમાં ફરી વળો અને જે જાતનો આત્મભોગ શ્રીયુત્ ગાંધીએ અને બીજા-ઓએ આપ્યો છે તેવો તમે આપો અને પછી દક્ષિણ આફ્રિકામાં અબાધિત દેશાન્તર વસવાટના હક્ક માટે આગ્રહ કરો. ઘેર બેઠે બેઠે શ્રીયુત્ ગાંધી જેવા માણસ ઉપર ટીકા કરવી એ બહુ રહેલી વાત છે. આપણામાં પામરતાની મણા નથી એ તો ઉઘાડી વાત છે, અને તે છતાં આપણામાંથી કોઈ પુરુષ આગળ નીકળી આવે છે તો આપણે ઘરને ખૂણે બેઠાં બેઠાં તેના ઉપર ટીકા કર્યા કરીએ છીએ અને કેટલીકવાર તો તેનાં છોતરાં પાડી તેનાં સાલપાંસળાં જુદાં કરી નાંખીએ છીએ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આટલા ઉપરથી તમે જોઇ શકશો કે, શ્રીયુત્ ગાંધી અને તેમના સાથીઓએ જે માર્ગ ગ્રહણ કર્યો છે તે તદ્દન વાજબી છે અને અહિં બેઠે જેઓ ટીકા કરી રહ્યા છે તેઓ ત્યાં હોય તો બીજો માર્ગ લે નહિ. એટલે હવે દક્ષિણ આફ્રિકા-ની હિંદી કોમની પ્રવૃત્તિ આ નવ દુઃખો દૂર કરાવવા તરફ વળી છે. હું તે દરેકના સંબંધે એકેક બબ્બે બોલ કહીશ.

પ્રથમ દુઃખ, દેશમાંથી બહાર ગયા પછી જ્યારે ઇચ્છા હોય ત્યારે પાછા નહિ જઇ શકવાની બાબતનું છે. આમાં દેશાન્તર વસવસાટના કાયદાના અમલનો સવાલ છે. દેશાન્તર વસવાટનો કાયદો જે લોકો ત્યાં પહેલીજ વાર જાય તેમને લાગુ પડે છે; જે ત્યાં ગયેલા હોય તેમને લાગુ પડતો નથી. જો દેશમાંથી બહાર ગયા પછી તેમની ત્યાં પાછા જવાની ઇચ્છા હોય તો તેઓ ત્યાંના નિવાસી ઠર્યા એટલે તે બાબત તેમને માટે બની શકે તેટલી સરળતા હોવી જોઇએ. પરંતુ આજકાલ દક્ષિણ આફ્રિકામાં આ વસ્તુ તો લોકોને માટે ભારેમાં ભારે, મુશ્કેલમાં મુશ્કેલ અને બને તેટલી ત્રાસદાયક કરી મૂકાયલી છે. મુંબાઇમાં મેં

ભાષણ કર્યું તેમાં એક બે દાખલા આપ્યા હતા. હું ધારૂં છું કે, તે હું ફરી કહું તોપણ હરકત નથી, કારણ તે ઉપરથી આપણા દેશબંધુઓને ત્યાં કેવાં દુઃખ ખમવાં પડે છે તેનો તમને ખ્યાલ આવશે. ચારે વસાહતોમાં કેપ કોલોની બહુ પ્રાગતિક* છે. છતાં ત્યાં પણ જે હિંદીને તેની હદની બહાર જવું હોય તેને એક રજાચીઠ્ઠી લેવી પડે છે. તેમાં તેને પાછા આવવાની મુદત પણ લખેલી હોય છે. આવી રજાચીઠ્ઠી લઇને તે બહાર જઈ શકે છે. તેણે રજાચીઠ્ઠીમાં લખેલી મુદતની અંદર પાછા દાખલ થઈજ જવું જોઇએ. પરંતુ દેશાન્તર વસવાટ ખાતાના કાર્યકારી અમલદારને કાયદા મુજબ આ બાબતમાં છુટ આપવાની ઘણી મુખત્યારી આપેલી હોય છે. હું ત્યાં પહોંચ્યો તે અરસામાંજ, એક એવો બનાવ બન્યો, જેમાં આ કાયદા તરફ ખાસ ધ્યાન ખેંચાયું. આવા ઘણા બનાવ બને છે, તેમાંનો આ એક નમુના રૂપે છે. એક માણસ, તેના ભાઇઓ કે બેનો કોઈ માંદાં હતાં તેથી, એક વર્ષની રજાચીઠ્ઠી લઇને હિન્દુસ્તાન આવ્યો. તે પોતેજ માંદો પડયો. તેણે તેની સ્ત્રી અને છોકરાંને પોતાના ધંધા ઉપર દેખરેખ રાખવા ત્યાં રહેવા દીધાં હતાં. દક્ષિણ આફ્રિકા વખતસર પહોંચી શકે તેવી રીતે તે હિન્દુસ્તાનમાંથી નીકળ્યો અને જો જહાજ (સ્ટીમર) નિયમસર ચાલ્યું હોત તો તેની મુદત કરતાં ત્રણ દિવસ વહેલો તે દક્ષિણ આફ્રિકા પહોંચત. પરંતુ દુર્ભાગ્યે તોફાનને લીધે જહાજ ચાર દિવસ રોકાઇ ગયું અને પેલો માણસ એક દિવસ મોડો પહોંચ્યો. દેશાન્તર વસવાટ ખાતાના અમલદારે કાયદાનો હેત્વાર્થ નહિ, પણ શબ્દાર્થ કરીને તેને પાછો કાઢયો. જો કે પેલા માણસનો કાંઇજ વાંક ન હતો એ સ્પષ્ટ હતું. આનું પરિણામ શું આવ્યું ? એટલુંજ કે પેલો માણસ તદ્દન પાયમાલ થઇ ગયો. તેને તેની સ્ત્રી તથા છોકરાંને પાછાં બોલાવી લેવા પડયાં અને દુકાન બંધ કરવી પડી, કારણ બીજા હિંદીઓને પરવાના આપવામાં આવતા નથી એટલે કોઇ તેની દુકાન સંભાળે તેમ ન હતું. બીજા માણસને સોંપી શકાય નહિ એટલે, તેને બધો માલ જુનાની કીંમતે વેચી નાંખવો પડયો અને

* Liberal.

ત્યાંના કેટલાંક વર્ષો સુધીના વસવાટ પછી તેને હિંદ પાછા આવવું પડયું. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને અબાધિત વસવાટ કરતા અટકાવવામાં આવે છે તેના કરતાં આવા બનાવો ત્યાંના હિંદીઓને ગાંડા બનાવી મૂકે છે. જો કે આપણને આ એક હાડમારી લાગે છે પણ તેવી હાડમારી તો આપણા દેશમાં આપણે ઘણીએ ભોગવીએ છીએ. હથીઆર નહિ રાખવાનો કાયદો, લશ્કરમાં વાહનનો પ્રતિબંધ અને બીજા એવા ઘણા પ્રતિબંધ આપણા ઉપર મૂકેલા છે. તેજ પ્રમાણે દેશાન્તર વસવાટનો પ્રતિબંધ પણ અમુક હદની અંદર અનિવાર્ય છે એમ માની લઇએ. નાતાલ અને કેપ કોલોનીમાં વળી એક બીજી હકીકત બને છે. તેને માટે ત્યાં કાંઇ કાયદો નથી. નાતાલ અને કેપ કોલોની આગળ વધેલા પ્રાન્તો છે. ટ્રાન્સવાલ અને ઑરેન્જીયા ચોખ્ખા એશિયા વિરુદ્ધ છે અને અત્યંત મતાંધ છે. નાતાલમાં અમુક સમય સુધી ત્યાં રહે તેઓને નિવાસહક્કનું× પ્રમાણપત્ર આપવામાં આવે છે. તેનો અર્થ એમ છે કે તે પ્રમાણપત્રથી તમે દેશમાંથી બહાર જઇ શકો અને ગમે ત્યારે પાછા ફરી શકો. પરંતુ કાંઈ દગોકપટ થાય નહિ તેની અથવા જે માણસ દેશમાંથી બહાર ગયો હોય તેજ માણસ દેશમાં પાછો આવે કે નહિ તેની ખાતરી કરવા માટે તે પ્રમાણપત્રના ધારણ કરનારની ઉલટ તપાસ કરવાનો દેશાન્તર વસવાટ ખાતાના અમલદારને અધિકાર હોય છે. લગભગ આજ સુધી આ કામ ખાસ મુશ્કેલી વિના ચાલતું હતું. પરંતુ થોડા વખત ઉપર દેશાન્તર વસવાટખાતાના અમલદારે પોતાની મુખત્યારી બહુ સખ્તાઇથી વાપરવાના ઇરાદાથી એક માણસની, તે જ્યારે વસાહતમાં દાખલ થયો હશે તે સમયની તેની જીંદગીની અત્યંત ઝીણી ઝીણી વિગતોની ઉલટ તપાસ કરી. દરેક માણસનાં નામ નોંધેલાં હોય છે, તેમનાં શિરનામાં નોંધેલાં હોય છે અને તે ક્યાં ક્યાં જાય છે અને શું કરે છે તે નોંધેલું હોય છે. એક માણસ ૧૫ કે ૧૬ વર્ષ ત્યાં રહ્યો; ત્યાર પછી પોતાને તો કાંઇ મુશ્કેલી નહિ નડે એમ ચોક્કસ ધારીને પોતાનું પ્રમાણપત્ર લઇને તે બહાર ગયો. પરંતુ વસાહતમાં

× Domicile certificate.

પાછો ફર્યો ત્યારે તેને પહેલુંજ, તમે ક્યાં રહેતા હતા, ક્યો ધંધો કરતા હતા, પહેલા વર્ષમાં કેટલું કમાયા અને આવી બીજી બાબતો પૂછવામાં આવી. પ્રથમ જે લખેલું હતું તેમાં અને તેના જવાબમાં જરા ફેર પડયો એટલે પેલા માણસને કહેવામાં આવ્યું કે તમારૂં પ્રમાણપત્ર બનાવટી છે અને તમને દાખલ કરવામાં આવશે નહિ. હું એમ પૂછું છું કે તમને અત્યારે અચાનક પૂછવામાં આવે કે ગયા વર્ષમાં આજ સમયે તમે શું કરતા હતા તો તમારામાંથી કેટલા તેનો ઉત્તર આપી શકશો? તમને એકાએક આવો સવાલ પૂછવામાં આવે તો તમે શું કરો? આવા સવાલ ૧૫ કે ૧૬ વર્ષ પછી પૂછવામાં આવે તો આવા ગરીબ અજ્ઞાન માણસો બીચારા શું ઉત્તર આપી શકે? આને લીધેજ નાતાલમાં, તેમજ બીજા એક એવા કાયદાના અમલને લીધે કેપ કોલોનીમાં, હિંદી કોમ હતાશ થઈ ગઇ છે.

આ તો પહેલા દુઃખની કથની થઇ. બીજું દુઃખ, દેશમાં ને દેશમાં એક ભાગમાંથી બીજા ભાગમાં જવા આવવાની પરવાનગી લેવા સંબંધીનું છે. ટ્રાન્સવાલની હદ ઓળંગીને ઑરેન્જીયામાં અથવા કેપ કોલોનીમાંથી નાતાલમાં અમુક પરીક્ષા પસાર કર્યા સિવાય જઈ શકાતું નથી. કોઈ માણસને, પોતાના ધંધાનું મુખ્ય મથક ડરબન હોય અને જોહાનીસ્બર્ગમાં તેની શાખા હોય, તો રજાચીઠ્ઠી લીધા સિવાય તે તેની શાખાની દુકાને જઇ શકે નહિ. આવા આવા પ્રતિબંધો બહુજ હેરાનકર્ત્તા છે. હિંદીઓનાં જીવન તે કડવાં બનાવી દે છે.

ત્રીજું દુઃખ, જ્યાં મરજી હોય ત્યાં રહેવા સંબંધનું છે. ટ્રાન્સવાલમાં એવો કાયદો છે કે હિંદીઓ અમુક વિભાગમાંજ રહી શકે. પરંતુ આપણા લોકો આ કાયદાની અવગણના કરવામાં ફાવ્યા છે, કારણ અધિકારીઓના હાથમાં બીજો કાંઇ ઉપાય નથી. તેને માટે કાંઇ દંડ કે સજા ઠરાવેલી નથી, એટલે કાયદાનું ઉલ્લંઘન થઇ શકે છે. હમણાં એક બીજો કાયદો પસાર કરવામાં આવ્યો છે. તેને 'સુવર્ણ કાયદો' કહે છે. કોઈ ભૂમિમાં સુવર્ણ જડી આવે તો તેને સુવર્ણ ભૂમિ કહે છે અને હિંદીઓને તેનાથી દૂર અમુક નક્કી કરેલા વિભાગમાં રહેવું પડે છે.

આખું ટ્રાન્સવાલ સુવર્ણથી ભરેલું છે અને તેથી આખું ટ્રાન્સવાલ સુવર્ણભૂમિ ગણાય છે. અમુક ભૂમિને સુવર્ણભૂમિ ઠરાવી એટલે તમે ગમે તેવા હો, તમારામાંના સારામાં સારાને પણ ઘરબાર છોડીને ચાલ્યા જવું પડે છે અને શહેરથી ત્રણ ચાર કે પાંચ માઈલ દૂર, નક્કી કરેલા વિભાગમાં તમારે રહેવું પડે છે; તમારે ગરજ હોય તો તમે ત્યાં રહી રહી તમારો ધંધો ચલાવો, નહિ તો દેશ છોડીને ચાલ્યા જાઓ. આમ અમુક વિભાગમાંજ રહી શકાય એ પણ એક ભારે દુ:ખ છે અને ઉંચ વર્ણના માણસોને તે વિશેષ સાલે છે.

વળી એક પ્રશ્ન, ટ્રાન્સવાલમાં જમીન અને બીજી સ્થાવર મીલકત ધારણ કરવાનો છે. તમે જમીન લઇ શકો નહિ, તમે ઘર લઈ શકો નહિ, તમે મકાન બાંધી શકો નહિ. તમને વધારેમાં વધારે માત્ર દસ વર્ષને પટેજ જમીન મળી શકે. દશ વર્ષમાં જે જમીનનો પટો પૂરો થાય તેવી જમીન ઉપર કોઇ મકાન બાંધે નહિ. ઑરેન્જીઆમાં તો તમે એટલું પણ ન કરી શકો. જમીનના માલેક બનવાની વાત તો બાજુએ રહી, પણ ત્યાં તો તમે ભાડુત કે ખેડુત પણ થઇ શકતા નથી.

વેપાર અને બીજા ધંધાઓના સંબંધમાં સમય એવો કટાકટીનો આવી ગયો છે કે, તે બાબત ઘણીજ સખ્ત લડત ચલાવવાની જરૂર પડશે અને અહિંથી આપણે હિંદી કોમને મદદ ન કરીએ તો મને લાગે છે કે, હિંદી કોમ ટકી શકશે નહિ. આ પ્રશ્ન ત્યાંના શ્રીમંત હિંદીઓને વધારે લાગુ પડે છે, અને તેમાં લાખો રૂપીઆનો સવાલ સમાયલો છે. કેપ કોલોની તેમજ નાતાળમાં વેપાર કરવાના પરવાના દર વર્ષે બદલાવવા પડે છે. આ પરવાના સ્થાનિક સત્તાધીશો તરફથી આપવામાં આવે છે. આ સ્થાનિક સંસ્થાઓમાં ન્હાના યુરોપીય વેપારીઓ પણ હોય છે. તેઓ વેપારની બાબતમાં હિંદીઓના હરિફ હોય છે. તેમાંના ઘણાખરા મ્યુનિસિપાલિટીમાં પણ હોય છે અને હિંદી વેપારીઓ સાથે તેઓ હરિફાઇમાં ઉતરી શકતા ન હોવાથી, હિંદીઓને પાયમાલ કરી નાંખવામાં તેમનું હિત સમાયલું છે. હિંદીનું ખર્ચ ઓછું હોય છે, તેથી વેપારમાં તેના યુરોપીય હરિફને તે સ્હેલાઇથી હરાવી શકે છે. તેથી યુરોપીય

વેપારી ગમે તેમ કરી હિંદીને કાઢવા ઇચ્છે છે. કાંઇને કાંઇ બ્હાનું કાઢીને આબરૂદાર વેપારીઓના પરવાના પણ રદ કરવામાં આવે છે. અત્યારની રાજ્યનીતિ નવા પરવાના નહિ આપવાની છે. જો નવા પરવાના ન આપવામાં આવે તો તે વેપારીઓનાં સંતાનો શું કરે? પરવાના તો ધીમે ધીમે પાછા ખેંચી લેવામાં આવે છે. દેશમાં જો તેઓ જમીન લઇ શકે નહિ અને વેપાર કે કાંઇ બીજો ધંધો કરી શકે નહિ તો પછી તેમણે શું કરવું? વસાહતોની નીતિ હિંદીઓને એવા હેરાન કરવાની છે કે, તેઓ તેમની મેળે દેશ છોડીને ચાલ્યા જાય. આ સ્થિતિ છે.

વળી ત્યાં ક્યાંય પણ બાળકોની કેળવણી માટે બીલકુલ સવડ નથી. ખ્રીસ્તી પાદરીઓ તરફથી થોડું કાંઇક કરવામાં આવે છે અને આપણા લોકોએ થોડીક પ્રાથમિક શાળાઓ સ્થાપી છે. ઉચ્ચ શિક્ષણની વાત તો રહી, પરંતુ આખા દક્ષિણ આફ્રિકામાં એક પણ માધ્યમિક શાળા નથી કે એક પણ શિલ્પશાળા નથી. બાળકો અજ્ઞાન અને અંધકારમાં ઉછરે છે અને તેને પરિણામે તેમની નૈતિક અવનતિ થાય છે. સરકાર, બાળકોને કેળવણી આપવા ઇચ્છતી નથી તેનું એક કારણ તો એ છે કે, જો તેઓ કેળવણી પામે તો આગળ ઉપર મતાધિકારની માંગણી કરે. હું ત્યાંના મંત્રીઓને મળ્યો ત્યારે મેં તો તેમને કહ્યું કે, હિંદીઓ અત્યારે મતાધિકારનો પ્રશ્ન નથી ઉઠાવતા તેથી તેમણે તે હક્ક છોડી દીધો છે, એમ સમજવાનું નથી. આજે તેઓ જેમ સરકારી નોકરીનો સવાલ ઉઠાવતા નથી, તેજ પ્રમાણે આ સવાલ પણ ઉઠાવતા નથી, કારણ તેમાં કાંઈ વળે તેમ નથી. તેજ પ્રમાણે તેમને દેશાન્તર વસવાટના પ્રશ્નના સંબંધમાં એમ લાગ્યું કે, આથી વધારે કાંઈ થઇ શકશે નહિ એટલે તે પ્રશ્ન પણ અમુક સ્થિતિએ લાવીને તેમણે છોડી દીધો. હિંદીઓને સરકારી નોકરી મળવાના કે મતાધિકાર પ્રાપ્ત કરવાના પ્રશ્નની સમાન કક્ષાએ લાવીને તે પ્રશ્ન તેમણે છોડી દીધો. પરંતુ સરકાર એમ માને છે કે, જો હિંદીઓનાં બાળકો કેળવણી પામશે તો તેઓ મતાધિકારની માંગણી કરશે. એટલા માટે તેમની કેળવણી સારૂ તેઓ વ્યવસ્થા કરતા નથી. આ બાબતમાં સરકાર પોતાની ફરજ ન બજાવે તો આપણે કોમને મદદ કરવી જોઇએ.

તેઓ આપણા ભાઇઓ છે અને તેમનાં બાળકો પ્રત્યે તેઓ તેમની ફરજ અદા કરી શકે તે સારૂ આપણે તેમને નાણાંની મદદ કરવી જોઇએ.

આ છઠ્ઠું દુઃખ થયું. પછીનો પ્રશ્ન ખાસ અધિકારહીનતાઓ અને બીજા બોજાઓમાંથી મુક્ત થવાનો આવે છે. જો આપણે યુરોપીયોની સમાન હોઇએ તો તેઓ જેમ આવી જાતની ખાસ અધિકારહીનતાઓ અને બોજામાંથી મુક્ત છે તેમ આપણે પણ હોવા જોઇએ. હું સામાજિક અધિકારહીનતાઓ અને બોજાઓ સંબંધે કહી ગયો છું. હવે હું એક એવા બોજા સંબંધે બોલવા માંગું છું જે, કોઇ પણ સરકાર, કોઇ પણ સ્થળે, કોઇ પણ પ્રજા ઉપર નાંખે તો, કેટલેક અંશે તે અત્યંત ત્રાસદાયક ગણાય. આ ત્રણ પાઉન્ડ (રૂ. ૪૫)નો વેરો અથવા કર છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, ત્રણ પાઉન્ડના વેરા સંબંધી આજ મંડપમાં મેં કેટલીક ટીકાઓ સાંભળી છે તે ઉપરથી જણાય છે કે, તે દેશમાં ત્રણ પાઉન્ડના વેરાને લીધે આપણા દેશભાઇઓને કેટકેટલાં દુઃખ વેઠવાં પડે છે તેનો ટીકા કરનારાઓને ખ્યાલ નથી. ગીરમીટમાંથી છુટા થયેલા મજુરોને તથા તેમના વંશજોને તે દેશમાં માત્ર રહી શકવા માટે આ ત્રણ પાઉન્ડનો વેરો આપવો પડે છે. ૧૬ વર્ષની ઉપરના દરેક મરદ અને ૧૩ વર્ષની ઉપરની દરેક સ્ત્રી ઉપર આ વેરો નાંખેલો છે. ૧૬ વર્ષની ઉપરનો મરદ અને ૧૩ વર્ષની ઉપરની સ્ત્રી અથવા છોકરી, સરકારને દર વર્ષે આ ત્રણ પાઉન્ડનો વેરો ન આપે તો સખ્ત મજુરી સાથેની કેદની સજાને પાત્ર થાય છે. સ્હેલાઇથી ત્રણ પાઉન્ડ આપી શકે એવા શ્રીમંત માણસો પાસેથી નહિ, પરંતુ ગરીબ મજુર વર્ગ પાસેથી, આ વેરો લેવામાં આવે છે. એક દાખલા તરિકે, તમે સાધારણ કુટુંબ એક પુરુષ, સ્ત્રી અને ૧૩ અને ૧૫ વર્ષની બે છોકરીઓનું લ્યો. આ દાખલો લેવાનું એટલા માટે કહું છું કે, મેં એવાં કુટુંબો નજરે જોયાં છે. મેં, એક કુટુંબ, બાપ, મા, ૧૩ અને ૧૫ વર્ષની બે છોકરીઓ અને બીજાં ન્હાનાં છોકરાં જેમને માટે કાંઇ ભરવાનું હોતું નથી, એવું જોયલું છે. આ ચાર માણસોના, માથાદીઠ ત્રણ પાઉન્ડ લેખે તેમને વર્ષ દહાડે ૧૨ પાઉન્ડ ભરવા પડે છે એટલે મહિને એક પાઉન્ડ થયો. હવે



પરીઆપ્પન નામનો માણસ હડતાળમાં ગોળીબારનો ભોગ થઇ પડેલો, તેની વિધવા તથા બાળક.

એ દેશમાં મરદને સરેરાશ મજુરી મહિને ૨૫ શીલીંગ મળે છે. સ્ત્રી અને તેની બે છોકરીઓ થઇને, ઘર કામ ઉપરાંત મજુરી કરે તો, મહિને ૧૫ શીલીંગ કમાઇ શકે. એટલે મહિને કુલ બે પાઉન્ડ થયા. મહિનાની કુલ આવકમાંથી, દર મહિને એક પાઉન્ડ તો વસાહતમાં રહેવાની પરવાનગી માટેજ આપવો પડે, અને આ પણ તે વસાહતની આબાદી માટે બાપે અને માએ પાંચ વર્ષ સુધી ગીરમીટીઆ મજુર તરિકે કામ કર્યા પછી! બે પાઉન્ડ એટલે ૩૦ રૂપીઆ. મહિને રૂ. ૩૦ મળતા હોય તેના ઉપર રૂપીએ આઠ આના આયપત વેરો! આ સ્થિતિનો જરા ખ્યાલ કરો! તમે આ સમજી શકો તોજ દુઃખ કેટલું સખ્ત લાગતું હશે તે તમારા મનમાં ઉતરે. શ્રીયુત્ ગાંધીએ ગણત્રી કરી છે કે, આ ત્રણ પાઉન્ડનો વેરો જેમને આપવો પડે તેવા ૨૦,૦૦૦ હિંદીઓ દક્ષિણ આફ્રિકામાં આજે વસે છે. તેમાંથી મહા મુશ્કેલીએ પણ, આ વેરો ભરી શકે એવા પાંચ કે છ હજારથી વધારે નથી. આ વેરો ભરવો બહુજ મુશ્કેલ થઈ પડે છે. નાતાલની ધારાસભાના એક આગેવાન સભાસદ, જે કેટલોક વખત મુખ્ય પ્રધાન હતા, તેમણે બે વર્ષ ઉપર નાતાલની ધારાસભામાં કહ્યું હતું કે આ વેરો ત્રાસદાયક છે. તેને લીધે ઘણાં ઘરો ભાંગ્યાં છે, પુરુષો પાપને પંથે વળ્યા છે અને સ્ત્રીઓ નિર્લજ્જ જીવન ગુજારતી થઇ ગઇ છે. તમારા પોતાના ભાઇઓની ત્યાં આ દશા થાય છે. ૨૦,૦૦૦ માણસોને આ વેરો ભરવો પડે છે. તેમાંથી માત્ર પાંચ કે છ હજાર મહા મુશ્કેલીએ તે ભરી શકે છે. તેમની સ્થિતિ ખરાબજ ગણાય. પરંતુ બાકીના ૧૪ કે ૧૫ હજારની સ્થિતિ તેમનાથી પણ ખરાબ થાય છે. તેઓ પોલીસના ભયમાં ને ભયમાં રહે છે, ક્યારે તેમને પકડશે અને વેરો નહિ ભરવાના અપરાધ માટે મૅજીસ્ટ્રેટ સમક્ષ ખડા કરશે તે તેમને ખબર પડતી નથી. જે કાંઇ તેમને મળે તે તેઓ પોલીસને લાંચ તરિકે આપી દે છે અને છુપાતા ફરે છે. આ સ્થિતિની કલ્પના કરો. ત્યાંની કુલ વસતિ ૧૫૦,૦૦૦ ની છે; તેમાંથી ૧૨૦,૦૦૦ નાતાલમાં રહે છે. તેમાંના ૨૦,૦૦૦ આ દશા ભોગવી રહ્યા છે અને હજી બીજા ૪૦,૦૦૦ ગીરમીટમાં કામ કરે છે. તેમની ગીરમીટની મુદત પૂરી થશે

એટલે તેઓ પણ આ દશામાં આવી પડશે. આ કાંઇ ન્હાનીસુની વાત છે ? તમે આને ન્હાનીસુની ગણી શકો છો ? ત્રણ પાઉન્ડનો વેરો ભરનારાની એક સભામાં હું હાજર હતો. ત્યાં એક અત્યંત કરુણાજનક અને હૃદયભેદક બનાવ બન્યો, તે મને યાદ છે. તે સભામાં પાંચ હજાર માણસો હાજર હતા. સર્વસ્વ ગુમાવી બેઠેલા અને હૃદયભગ્ન થયેલા એક માણસને ચિત્તભ્રમ થયેલો હતો. તે ત્રણ પાઉન્ડનાં વેરા સંબંધી કવિતાઓ લખ્યાં કરે છે. પોલીસ પકડે ત્યારે જેલમાં જાય છે અને ત્યાંથી છુટે ત્યારે પાછો ત્રણ પાઉન્ડના વેરા સંબંધી કવિતાઓ લખે છે અને દેશમાં ગાતો ફરે છે. તે તદ્દન ભ્રમિત થઈ ગયો છે. આજ પ્રાન્તમાંથી આરાહની એક ૬૫ વર્ષની ડોસી—તેનો ચિતાર મને હાલ પણ યાદ છે અને જ્યારે જ્યારે તે મારા મન આગળ ખડો થાય છે ત્યારે ત્યારે મને દુઃખ થઇ આવ્યા વિના રહેતું નથી—તે ૬૫ વર્ષની ડોસીએ આવીને મને કહ્યું કે, હું છ વખત જેલમાં જઇ આવી છું. ત્રણ પાઉન્ડના વેરાનું કેટલું ભારે દુઃખ આ લોકો વેઠી રહ્યા છે તે હવે તમને સમજાશે.

પછીનો સવાલ સરકારી નોકરીનો છે. હિંદીઓને સરકારી નોકરી મળી શકતી નથી. કોઈ પણ વસાહતમાં હિંદી સરકારી નોકરીમાં દાખલ થઇ શકતો નથી. એક બે પારસીઓ ગમે તેમ કરીને ટપાલખાતામાં દાખલ થઇ ગયા હતા, તેમને પણ કાઢી મૂકવામાં આવ્યા છે. હવે કોઇ હિંદી, સરકારી નોકરીમાં દાખલ થઇ શકતો નથી. આ દેશમાં તે પ્રમાણે કરવામાં આવે તો શું થાય તેનો વિચાર કરો. પછી તમને ખબર પડશે કે દેશાન્તર વસવાટનો પ્રશ્ન વિશેષ અગત્યનો છે કે સરકારી નોકરીમાં દાખલ થવાનો. પરંતુ ત્યાં લોકોને આ વિષે બહુ લાગતું નથી, કારણ ત્યાં ભણેલા બહુજ ઓછા છે. લોકોને કેળવણી આપવામાં આવતી નથી અને જે થોડા ઘણા ભણેલા છે તેઓ સરકારી નોકરીની પરવા રાખતા નથી. પરંતુ જે કોમમાંથી દરેકને સરકારી નોકરીમાંથી બાતલ ગણવામાં આવે, તે કોમ હમેશાં પછાતજ રહે.

છેલ્લો સવાલ મતાધિકારનો છે. કેપ કોલોનીમાં આપણા લોકોને થોડો મતાધિકાર છે. તેઓ રાજકીય મતાધિકાર ભોગવે છે તેમ



**સ્વ. સૂરજાઠ, તેની સ્ત્રી તથા બાળક.**

ગીરમીટીઆઓએ ત્રણ પાઉન્ડના કર સામે હડતાળ પાડી
હતી તેમના ઉપર ગોળીબાર થયેલો, તેનો
આ માણસ ભોગ થઈ પડેલો.

મ્યુનિસિપલ મતાધિકાર પણ ભોગવે છે. હું જણાવી ગયો કે ત્યાં ભણેલા બહુજ ઓછા છે. તેઓ રાજકીય મતાધિકારની પરવા રાખતા નથી. તેઓ જઇને તેમનાં નામ નોંધાવતા નથી. નાતાલમાં તેઓ મ્યુનિસિપલ મતાધિકાર ભોગવે છે. પરંતુ તેઓ રાજકીય મતાધિકાર ભોગવતા નથી. જો કે એમ જણાય છે કે, સને ૧૮૯૩ પહેલાં તેઓ તે ભોગવતા હતા. ટ્રાન્સવાલ અને ઑરેન્જીયામાં રાજકીય મતાધિકાર નથી. હમણાં નથી એમ નહિ, પરંતુ ત્યાં તો સત્તાધીશોએ નિશ્ચય કર્યો છે કે, તેમનું ચાલે ત્યાં સુધી મતાધિકાર આપવો નહિ. એટલે ત્યાં આપણે રાજકીય મતાધિકાર ભોગવતા નથી. અલબત્ત આવી સ્થિતિમાં હિંદીઓને માટે જાહેર જીવન માટે કાંઇજ ક્ષેત્ર હોઇ શકે નહિ.

આપણા દેશીઓને એ દેશમાં આવી આવી હાડમારીઓ ભોગવવી પડે છે. તેઓ આ હાડમારીઓની સામે લડત ચલાવી રહ્યા છે. તેઓ એમ નથી ધારતા કે, આ હાડમારીઓ એકદમ દૂર થઇ જશે. ત્યાંના લોકોએ સત્યાગ્રહની લડતમાં સર્વસ્વ અર્પી દીધું છે. આપણા ભાઇઓએ લગભગ ૪૦ થી ૫૦ લાખ રૂપીઆની મીલકતનો તેમાં ભોગ આપી દીધો છે. જેઓ એક સમયે શ્રીમંત હતા તે રંક થઇ ગયા છે. એક સમય એવો પણ આવ્યો હતો કે, પોતાના ગુજરાનને માટે માથા ઉપર કાપડની ગાંસડીઓ લઇ, તે વેચવા તેમને જવું પડતું. જેમણે આવા આવા આત્મભોગો આપ્યા તેઓ કાંઇ ભ્રમમાં છે એમ નથી. શ્રીયુત ગાંધી બીલકુલ ભ્રમમાં નથી તેમ બીજા પણ ભ્રમમાં નથી. તેઓ જાણે છે અને બરાબર સમજે છે કે, તેમની લડત લાંબી ચાલશે, થકવી નાંખે એવી થશે. પરંતુ તેઓ હિંમત છોડે એવા નથી. તેઓ તેમની લડત ચલાવીજ રહ્યા છે.

આ દેશમાં એવો પ્રશ્ન પૂછાય છે કે, "મિ. ગોખલે ત્યાં જઇને શું કરી શક્યા ?" મારા મિત્રો, આપણે પ્રતિનિધિમંડળો ઇંગ્લંડ મોકલીએ છીએ. કોઇ પણ એક પ્રતિનિધિમંડળ ઇંગ્લંડમાં સર્વ કાર્ય એકદમ સાધી શકે એમ તમે ધારો છો ? પરંતુ આ હિલચાલનો તેવી રીતે વિચારજ થઇ શકતો નથી. જ્યાં સુધી દ્વાર ઉઘડે ત્યાં સુધી

તમારે ઠેઠકયેજ જવાનું છે. પેલા કરોળીયાની વાતની માફક તમારે હિંમત રાખી ખંતથી મંડયા રહેવાનું છે જાહેર જીવનથી તદ્દન અજાણ્યુ હોય તેવાજ માણસો એકદમ ગમે તેવાં પરિણામની આશા રાખી શકે. દક્ષિણ આફ્રિકામાં આપણા હિંદી ભાઇઓનાં દુઃખોનો વિચાર કરતાં, એમ લાગે છે કે, એક માણસ અથવા સો માણસ પણ ત્યાં જઇને કાંઇ કરી શકે નહિ. જેઓ ત્યાં લડત ચલાવી રહ્યા છે, તેમને તેમની લડતમાં મદદ કરવાનુંજ હું તમને કહું છું. ટીકાઓ સંબંધે હું કહી ગયો. હવે શ્રીયુત્ ગાંધી અને તેમના સાથીઓનો ન્યાય કરવાનું હું કૉન્ગ્રેસને સોંપું છું. મેં તેમની સૂચના પ્રમાણે કામ કર્યું હતું. આફતોની ધુંસરી તેમણે ઉઠાવી છે અને સર્વ આત્મભોગ તેમણે કર્યો છે. મારો અધિકાર તો જરા તેમને પડખે ઉભા રહેવાનોજ છે, કારણ તેમના કાર્યમાં તેમણે મારી મદદ માંગી, ત્યાં જઇને કાંઇક મદદ કરવાનું તેમણે મને આમંત્રણ કર્યું, અને મને સરસ બદલો એ મળ્યો છે કે, મારી મુલાકાતથી તેમને સંતોષ થયો છે. પરંતુ શ્રીયુત્ ગાંધી કાંઇ ભ્રમમાં નથી. હું તમને હવે પૂછું છું કે, તેમને માટે અત્યારે ડહાપણભરેલું શું છેઃ દેશાન્તર વસવાટના હક્ક માટે લડત ચાલુ રાખવી કે તેમની બધી શક્તિ મેં ઉપર જે ગણાવ્યાં તે દુઃખો દૂર કરાવવામાં વાપરવી ? મને ખાતરી છે કે તમે સાચો ન્યાય કરશો. વળી મને એ પણ ખાતરી છે કે, ટીકા કરનારાઓ પણ મિત્રો અને સહકારીઓ હોઇ, પોતાની મેળેજ તેમનો વિચાર બદલવાની જરૂર જોશે અને દિલગીર પણ થશે. મારી ખાતરી છે કે, મારા અહિં આવ્યા પહેલાં તેમનો વિચાર દઢતાથી બતાવવામાં તેમણે ઉતાવળજ કરી છે.

સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, હવે મારે એકજ શબ્દ કહેવાનો છે. તે આ છે. મેં કહ્યું તેમ લડત લાંબી અને થકવે એવી છે. લડત કેટલી લાંબી, થકવે એવી અને સખ્ત ચાલશે, તે તેમાં પડયા છે તે જાણે છે. પરંતુ હું કહી ગયો કે, તેમણે તે ચલાવવાનો નિશ્ચયજ કર્યો છે. તમારે માત્ર એટલું યાદ રાખવાનું છે કે, ત્યાંના લોકો હવે થાકયા છે. તેમણે મહા ભારે આત્મભોગ આપ્યા છે. મેં મુંબાઇમાં કહ્યું હતું કે આપણે આ

દેશમાં રહેનારાઓએ, આ બાબતમાં આપણી ફરજ બજાવી નથી. મારા એક મિત્ર, જેમને માટે મને ઘણું માન છે, તેમણે કહ્યું કે હું તમે કહો છો તે સમજી શકતો નથી. તેમણે કારણ એ આપ્યું કે,–"આપણે ઘણી સભાઓ ભરી છે." આજ બતાવે છે કે ત્યાંના લોકોને શું જોઇએ છે અને તે માટે આપણે શું કરવું જોઇએ તેનો આપણને બરાબર ખ્યાલજ નથી. તમે ઘણીએ સભાઓ ભરો. તેથી તેમને કાંઈ લાભ થતો નથી. અલબત્ત તમે સભા ભરીને તમારી સહાનુભૂતિ દર્શાવો તે કાંઈક ઠીક છે. કાંઈજ ન કરો તેના કરતાં એ સારૂં છે. પરંતુ તેમને તો સૌથી પહેલી અને વધારે જરૂર નાણાંની મદદની છે. તમે તમારા દેશની સરકાર ઉપર આ બાબત નિરંતર દબાણ કર્યાં કરો એ તેમને જોઇએ છે. જ્યાં સુધી દક્ષિણ આફ્રિકામાં વસતા તમારા ભાઇઓનાં દુઃખ ટળે નહિ ત્યાં સુધી સરકારને ઝંપીને બેસવા ન દો. વારંવાર સભાઓ ભરવાથી આપણી ફરજ પૂરી અદા થતી નથી. ત્યાં કેટલું ખર્ચ થયું છે? હું તમને કહી ગયો કે આટલી ન્હાની સંખ્યાએ લડતમાં ૪૦ થી ૫૦ લાખ તો ખર્ચ્યાં છે. આતો હું તમને ઓછામાં ઓછા કહું છું. કેટલાક તેથી વધારે પણ ગણત્રી કરે છે. પરંતુ આજ સુધીમાં આ દેશમાંથી તમે કેટલા મોકલ્યા? છેલ્લા ત્રણ વર્ષમાં બધા થઇને દોઢલાખ રૂપીઆ મોકલ્યા અને આ દોઢ લાખમાંથી લગભગ રૂ. ૭૫૦૦૦ તો એકજ ગૃહસ્થ મિ. રતન ટાટાએ આપ્યા છે. ત્રીસ કરોડની વસતિવાળા મ્હોટા દેશે રૂ. ૭૫૦૦૦) આપ્યા ત્યારે, ત્યાં આટલી ભારે વિપત્તિઓની સામે ટક્કર ઝીલી રહેલા દુર્ભાગ્ય મનુષ્યોએ ૪૦ થી ૫૦ લાખ ગુમાવ્યા! હવે આ લોકોને માટે વિશેષ કરવું જોઇએ કે નહિ તેનો વિચાર કરવાનું હું તમનેજ સોંપું છું. હું ખૂબ આશા રાખું છું કે તમે તમારૂં બનતું કરશો. આપણે પહેલાં ગમે તેટલા ભૂલ્યા હઇશું, પરંતુ મને સંપૂર્ણ આશા છે કે, ભવિષ્યમાં આપણે આપણું કર્તવ્ય સારૂં બજાવીશું. જો કે આ પ્રશ્ન આમ દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓનો લાગે છે, છતાં ખરી રીતે આ લડતમાં સામ્રાજ્યમાં આપણા પોતાના સ્થાનનો સવાલ સમાયલો છે. આપણને આપણી પ્રતિષ્ઠાની પરવા હોય તો દક્ષિણ

આફ્રિકાવાસી આપણા હિન્દી ભાઇઓની આપણે બરાબર પીઠ ઠોકવી જોઇએ. નહિ તો તેમના ઉપર આફત આવી પડી છે તે આપણા ઉપર પણ જરૂર આવશે. આટલું કહીને હું આ ઠરાવ આપના સ્વીકાર માટે રજુ કરૂં છું.

(આ ભાષણ પૂરૂં થયા પછી નામદાર ગોખલેના નામનો જય જય નો પુકાર કરવામાં આવ્યો અને તેનો ધ્વનિ મંડપમાં ગાજી રહ્યો).

# પરિશિષ્ટ.

## નામદાર ગોખલેના દક્ષિણ આફ્રિકાના પ્રવાસની રોજનિશી

નામદાર ગોખલેનો દક્ષિણ આફ્રિકાનો પ્રવાસ માત્ર ૨૭ દિવસનો હતો. પરંતુ તેટલા ટૂંકા સમયમાં તે ત્યાંના લગભગ બધાજ આગેવાનોને મળ્યા હતા, લગભગ દરેક અગત્યના સ્થળની મુલાકાત લીધી હતી, ત્યાંના પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કર્યો હતો, લોકોને પણ મળ્યા હતા, તેમનાં દુઃખો અને તેમની ફરિયાદો તેમનેજ મ્હોડે સાંભળી હતી. વળી પોતાના અભ્યાસથી અને વાજબી દલીલથી તેમણે વસાહતી મંત્રીઓને મ્હાત કર્યા હતા. તેમના પ્રવાસની રોજનિશી પરથી તેમના આ બધા કામનો કાંઈક વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે એમ ધારી અમે તે નીચે આપી છે.

**સને ૧૯૧૨**

તા. ૨૨, અકટોબર.—કેપ ટાઉન ઉતર્યા, વસાહતના મંત્રી નામદાર મિ. ફિશરનો પત્ર લઇને દેશાન્તર વસવાટ ખાતાના એક અમલદાર મિ. રન્સીમેન યુનિયન સરકાર તરફથી તેમને લેવા આવ્યા હતા, તેને મળ્યા. બંદર ઉપરથી નૂરબાગ સુધી સરઘસ.

મિ. કાર્ટરાઈટ એમ. પી. સી. તથા ડેપ્યુટી મેયર સર ફ્રેડરિક સ્મિથને મળ્યા.

રાત્રે આઠ વાગે સિટી હૉલમાં સ્વાગત. મેયર પ્રમુખસ્થાને. કેપ ટાઉનના આગેવાન યુરોપીય સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થોની હાજરી. વક્તાઓમાં નામદાર ડબ્લ્યુ. પી. શ્રીનર, સર ફ્રેડરિક સ્મિથ, શ્રીયુત ગાંધી, ડૉ. અબ્દરહેમાન તથા ડૉ. ગૂલ હતા. હિંદી કોમ, હિંદુ એસોસિયેશન, તામિલ એસોસિયેશન, અને કેપ કોંકણી મુસ્લીમ લીગ તરફથી માનપત્રો.

તા. ૨૩, અકટોબર—જસ્ટીસ સર જેમ્સ રોઝ-ઈન્સ તથા જસ્ટીસ સોલોમન પોતાનાં કાર્ડ મૂકીને ગયા. નામદાર ડબલ્યુ. પી. શ્રીનર તથા સર ફ્રેડરિક સ્મિથની મુલાકાત લીધી.

રાત્રે ૮ વાગે સ્વાગત મંડળને મળ્યા. ત્યાંની હરકતો સંબંધી ચર્ચા.

તા. ૨૪, અક્ટોબર—નેક નામદાર જોન એક્સ. મેરિમૅન સાથે સિવિલ સર્વિસ ક્લબમાં મુલાકાત.

સવારે ૧૧ાા વાગે સ્પેશિયલ સલૂનમાં બેસી કિમ્બર્લી રવાના થયા. સર ફ્રેડરિક સ્મિથ વગેરે સ્ટેશન પર આવ્યા હતા.

વેલિન્ગન્ટન આગળ હિંદીઓનું એક પ્રતિનિધિ મંડળ મળ્યું.

તા. ૨૫, અક્ટોબર—ડી આર આગળ હિંદીઓનું એક પ્રનિનિધિમંડળ મળ્યું. મિસીસ ક્રોનરાઇટ શ્રીનર (ઓલાઇવ શ્રીનર) ને મળ્યા. કિમ્બરર્લીની સ્પેશિયલ ટ્રેનને મોડર રિવર આગળ ૨૦૦ હિંદીઓની એક ટ્રેન મળી.

બીકન્સફિલ્ડ આગળ ત્યાંના મેયર તથા અન્ય ગૃહસ્થો મળવા આવ્યા.

સાંજે ૫ાા વાગે કિમ્બરર્લી પહોંચ્યા. ત્યાંના મેયર, મેજર વ્રાઉનિંગ તથા મિ. ઓટસ લેવા આવ્યા હતા. મિ. વી. સામીને ઘેર સરઘસમાં લઇ જવામાં આવ્યા. રાત્રે ૮ા વાગે ટાઉન હૉલમાં માનનો મેળાવડો. મેયર મિ. ઑસન પ્રમુખસ્થાને. ઘણા આગેવાન યુરોપીય ગૃહસ્થોની હાજરી. મેયરે સ્વાગતનું ભાષણ કર્યું તથા માનપત્ર એનાયત કર્યું. શ્રીયુત્ ગાંધી તથા આફ્રિકન પોલિટિકલ ઑર્ગેનિઝેશનની સ્થાનિક શાખાના પ્રમુખ મિ. આઇઝૅક જોશુઆએ ભાષણો કર્યાં.

તા. ૨૬, અક્ટોબર—ખાણોની મુલાકાત લીધી. બ્લોમફોન્ટેનમાં હિંદીઓનાં જે દુઃખ હોય તે કહેવાનું મિ. જે. મેક લેરનને કહ્યું. મિ. ઑલિવર એમ. એલ. એ. ને મળ્યા. સિટી હૉલના સપર રૂમમાં રાત્રે ૮ાા વાગે ખાણું. બીકન્સફિલ્ડના મેયર પ્રમુખસ્થાને. લગભગ ૧૫૦ ગૃહસ્થો હાજર હતા તેમાં કિમ્બર્લીના મેયર, મિ. ઑલિવર એમ. એલ. એ., મિ. ઓટસ વગેરે કિમ્બર્લીના ઘણા ખરા આગેવાનો મળીને ૪૦ યુરોપીય ગૃહસ્થો હતા. કિમ્બર્લીના મેયર, શ્રીયુત્ ગાંધી તથા મિ. ઓટસે ભાષણો કર્યાં.

તા. ૨૭, અક્ટોબર—બપોરે બે વાગે મિ. ઑલિવરની મુલાકાત લીધી. કૉન્સ્ટન્ટિયા હૉલમાં એકલા હિંદીઓ તરફથી સ્વાગત કરવામાં આવ્યું.

સાંજે ૬ વાગે જોહાનીસ્બર્ગ તરફ રવાના. વિન્ડસર્ટન આગળ માનપત્ર એનાયત કરવામાં આવ્યું.

ક્રિશ્ચિયાના તથા બ્લોમ્હોફ આગળ માનપત્રો. આ બધે સ્થળે આગેવાન યુરોપીયો હાજર હતા.

તા. ૨૮ અક્ટોબર—કલાર્કસડોર્પ આગળ ૨૦૦ ગૃહસ્થો સાથે જોહાનીસ્બર્ગથી આવેલી સ્પેશિયલ ટ્રેન મળી. સ્ટેશન શણગારવામાં આવ્યું હતું. સવારે ૬॥ વાગે કલાર્કસડોર્પ એક્સચેન્જ હૉલમાં સ્વાગત. મેયર મિ. એ. બ્રૅમ્લી પ્રમુખસ્થાને. ૧૦૦ કરતાં વધારે યુરોપીય ગૃહસ્થો હાજર. બ્રિટિશ હિંદીઓ તરફથી પોતાનાં દુઃખનું વર્ણન. સવારે ૮॥ વાગે પોચેફસ્ટ્રૂમ પહોંચ્યા. સ્ટેશન શણગારમાં આવ્યું હતું. ટાઉન ગાર્ડન્સમાં સ્વાગત તથા માનપત્રો. મેયર તથા કેટલાક ઉપરિ યુરોપીય અમલદારો લેવા આવ્યા હતા. ગવર્નમેન્ટ એક્સપેરિમેન્ટલ ફાર્મમાં ગયા. સવારે ૧૦–૪૦ એ પોચેફસ્ટ્રૂમ છોડયું.

બપોરે ૨ વાગે ક્રુગર્સડોર્પ પહોંચ્યા. સ્ટેશન શણગારમાં આવ્યું હતું. મેયર તથા આગેવાન યુરોપીય ગૃહસ્થો લેવા આવ્યા હતા. સ્ટેશન ઉપર માનપત્ર આપવામાં આવ્યું. હિંદીઓના નિવાસસ્થળ બર્ગર્સડોર્પ ગયા. ક્રુગર્સડોર્પ છોડયું.

જોહાનીસબર્ગ (પાર્ક) સાંજે ચાર વાગે પહોંચ્યા. લગભગ ૩૦૦૦ માણસો સ્ટેશનપર હતાં. મેયર મિ. એલિસ, રેવ. ડોક, રેવ. ફિલિપ્સ, મિ, હોસ્કેન, ડૉ. રૉસ, સર જ્યૉર્જ ફેરાર વગેરે પ્લેટફૉર્મ પર હતા.

બ્રિટિશ ઇન્ડિયન એસોસિયેશને, મ્હોટી સોનાની રકાબીમાં કોતરેલું માનપત્ર એનાયત કર્યું. જોહાનીસબર્ગના હિંદીઓ, હમિદિયા ઈસ્લામિક સોસાઇટી, તામિલ બેનીફિટ સોસાઇટી,

પાટીદાર એસોસિયેશન, ક્રૂગર્સડોર્પના હિન્દીઓ તથા પીટર્સબર્ગના હિંદીઓ તરફથી માનપત્રો.

તા. ૨૯, અકટોબર–દિવસે બધી ઑફીસોમાં ગયા. રાત્રે ૮ા વાગે યુરોપિયન કમિટી તરફથી કાર્લટન હોટેલમાં સ્વાગત.

તા. ૩૦ અકટોબર—મિ. મન્રો એમ. એલ. એ., મિ વાઇબર્ગ એમ. એલ. એ., મિ. ક્રૅસ્વેલ એમ. એલ. એ. મિ. રોબિન્સન તથા પોર્ચુગીઝ કૉન્સલને મળ્યા. પારસી પ્રતિનિધિમંડળની મુલાકાત લીધી. ૩ા વાગે મિ. હોસ્કેનને ઘેર મસલત. તેમાં મિ. ડબ્લ્યુ. હોસ્કેન, મિ. ચૅપ્લીન, મિ. ડાક, શ્રીયુત્ ગાંધી, મિ. ફિલિપ્સ, મિ. ડેવિડ પોલોક, મિ. રિચ, મિ. બેરી, મિ. પિમ તથા મિ. કૅલેનબાક હાજર હતા.

તા. ૩૧, અકટોબર—મેસૉનિક હૉલમાં મિજલસ. મેયર મિ. એલિસ પ્રમુખસ્થાને.

તા. ૧, નવેમ્બર—કુડલેસ બિલ્ડિંગ્સમાં ઑફીસોમાં ગયા. પઠાણ પ્રતિનિધિમંડળ, ઈસપ મિયા પ્રતિનિધિમંડળ, હબીબ મોતન પ્રતિનિધિમંડળ તથા વેપારીઓના પ્રતિનિધિમંડળની મુલાકાતો લીધી.

ટ્રાન્સવાલ વીમેન્સ એસોસિયેશન તરફથી ધી ઇન્ડીપેન્ડન્ટ સ્કુલરૂમમાં સાંજે ૩ા વાગે સ્વાગત અને માનપત્ર વગેરે.

સાંજે ૫ વાગે ડ્રિલ હૉલમાં એકલા હિંદીઓની સભા.

તા. ૨, નવેમ્બર—લૉલી ગયા.

તા. ૩, નવેમ્બર—ટૉલ્સ્ટોય ફાર્મ ઉપર.

તા. ૪. નવેમ્બર— ,, ,,

તા. ૫, નવેમ્બર—લૉલીથી સવારે ૭ા વાગે જોહાનીસ્બર્ગ પાછા ગયા. મિ. ચૅપ્લિનને ત્યાં ચ્હા લીધી. ત્યાં સર પર્સી ફિટઝ પૅટ્રિકને મળ્યા.

તા. ૬, નવેમ્બર—મોટરમાં બેસી જર્મિસ્ટન તથા બૉક્સબર્ગનાં નિવાસસ્થળોએ સવારે ૮ વાગે ગયા.

મિ. એલિસને મળવા ગયા.

રાત્રે ૮ વાગે નાતાલ જવા ઉપડયા.

તા. ૭, નવેમ્બર—ન્યુકૅસલ આગળ માનપત્ર એનાયત કરવામાં આવ્યું.
લેડીસ્મિથ આગળ લોકોને મળ્યા.
મારિટ્ઝબર્ગ ટાઉન હૉલમાં સ્વાગત.

તા. ૮, નવેમ્બર—મારિટ્ઝબર્ગ સ્કુલરૂમમાં હરકતો સંબંધી ચર્ચા કરી.
એડમિનિસ્ટ્રેટર તથા મેયર તેમનાં કાર્ડ મૂકીને ગયા. લાઇન્સેસિંગ ઑફિસર મિ. વાઇન કોલની મુલાકાત લીધી.
કેમ્ડન હોટેલમાં બપોરનો નાસ્તો.
મિ. ઓમાર વગેરેને લઇને ડરબનથી સ્પેશિયલ ટ્રેન આવી.
સ્પેશિયલ ટ્રેનથી ડર્બન ગયા.
ડર્બન સ્ટેશન ઉપર સ્વાગત. મેયર, ચીફ મૅજીસ્ટ્રેટ વગેરે હાજર.
મિ. મુસાના ઘર સુધી સરઘસ.
ઘોડા છોડી નાંખીને ગાડી ખેંચવામાં આવી. રાત્રે ૮ વાગે ટાઉન હૉલમાં સ્વાગત. મેયર પ્રમુખસ્થાને.

તા. ૯, નવેમ્બર—છોકરાંઓની રમતની શરતોનો મેળાવડો. સર ડેવિડ હન્ટર તથા મેયર પોતાનાં કાર્ડ મૂકી ગયા. વેપારીઓના પ્રતિનિધિમંડળની મુલાકાત લીધી. છોકરાંઓને ઈનામ વ્હેંચ્યાં.

તા. ૧૦, નવેમ્બર—ત્રણ પાઉન્ડનો કર ભરનારાઓની ફરિયાદો સાંભળી. બપોરે સ્પેશિયલ ટ્રેનથી ઇસિપિન્ગો ગયા તે સાંજે પાંચ વાગે પાછા આવ્યા. મોટરમાં ફીનિક્સ ગયા.

તા. ૧૧, નવેમ્બર—ડરબન પાછા આવ્યા. રાત્રે ૮ા વાગે ડ્રિલ હૉલમાં મિજલસ સર ડેવિડ હન્ટર પ્રમુખસ્થાને.

તા. ૧૨, નવેમ્બર—સીડેનહામ કૉલેજની મુલાકાત લીધી. ચેમ્બર ઑફ કૉમર્સની મુલાકાત.
માઉન્ટ એજકુમ્બની મુલાકાત. ત્યાં ગીરમીટીઆ હિંદીઓને મળ્યા.
મિ. મોરિસ એવાન્સને મળ્યા. મિ. રૂસ્તમજીએ સ્વાગત કર્યું.
પ્રીટોરિયા રવાના થયા.

તા. ૧૩, નવેમ્બર—વૉલ્કસ્રસ્ટ, સ્ટૅન્ડટન તથા હિડેલબર્ગ આગળ માનપત્રો. છેલ્લાં બે સ્થળોએ મેયર તથા આગેવાન યુરોપીય ગ્રહસ્થો આવ્યા હતા.

સાંજે ૭ા વાગે પ્રીટોરિયા પહોંચ્યા. સ્ટેશન ઉપર સ્વાગત. આગેવાન યુરોપીય ગૃહસ્થોની હાજરી.

તા. ૧૪, નવેમ્બર—સવારે ૧૧ વાગે, મંત્રીઓ—જનરલ સ્મટસ, જનરલ બોથા તથા મિ. ફિશર સાથે મુલાકાત. નામદાર મિ. હ્યુચાર્સ કાર્ડ મૂકીને ગયા. ઑફીસોમાં ગયા. મંત્રીઓ કાર્ડ મૂકી ગયા. જનરલ બોથા તથા મેયર કાર્ડ મૂકી ગયા.

રાત્રે ૮ા વાગે ટાઉન હૉલમાં સ્વાગત. ડેપ્યુટી મેયર મિ. ફિન્ડલે પ્રમુખસ્થાને.

તા. ૧૫, નવેમ્બર—મિ. વીન્ડહેમ એમ. એલ. એ. ને મળવા સારૂ મોટરમાં બેસી સવારે ૯ા વાગે જોહાનીસબર્ગ ગયા.

પ્રીટોરિઆ પાછા આવ્યા. બપોરનો નાસ્તો લૉર્ડ ગ્લૅડસ્ટન સાથે લીધો. સાંજે ત્રણ વાગે લૉાલી ગયા.

તા. ૧૬ નવેમ્બર—ટૉલ્સ્ટોય ફાર્મ ઉપર રહ્યા.

તા. ૧૭, નવેમ્બર—મિ. ચૅપ્લીનને ઘેર સર ટૉમસ સ્માર્ટને મળ્યા. હમિદિયા ઈસ્લામિક સોસાઈટીના પ્રમુખ ઈમામ સાહેબ એ. કે. બાવાઝીયર, જીવણ પ્રેમજી, પાટીદાર એસોસિયેશનના પ્રમુખ તથા મિ. ફીલિપ્સને મળ્યા.

રાત્રે ૮ાા વાગે લૉરેન્સો માર્ક્વિસ તરફ રવાના થયા.

